# હિન્દુધર્મની કસોટી

અસ્પૃશ્યતા નિવારણ વિષે

**મહાત્મા ગાંધીજી**

ના લેખો

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपिमां विद्ध्यकर्तारमव्ययम् ॥

**શ્લોકાર્થઃ**–ગુણ કર્મના વિભાગાનુસાર ચાર વર્ણ–મેં ઉત્પન્ન કર્યાં છે. હું આ વર્ણોનો કર્તા છું, તોપણ હું અકર્તા અને અવિકારી છું એમ તું જાણ. (અધ્યાય ૪ જ્ઞાનેશ્વરી ભા૦ ગીતા.)

પ્રકાશકઃ

**જીવરામ કલ્યાણજી કોઠારી**

**કચ્છ-કોટડા (રોહાવાળા)**

કિંમત ૦–૬–૦ સંવત ૧૯૮૧

જ્ઞાનમાર્ગમાં બ્રાહ્મણ ગાંધી
રણ શુરવીર રણાંગણ ગાંધી
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી
શોભાવે સેવકગણ ગાંધી

મુદ્રક
વેણીલાલ છગનલાલ બૂચ, નવજીવન મુદ્રણાલય
સારંગપુર, અમદાવાદ

# નિવેદન

હિન્દુસમાજના વ્યવહારમાં અસ્પૃશ્યતા એટલે આભડછેટને લીધે હિન્દુધર્મની જે હાનિ થઇ છે અને થયે જાય છે તેનો ખરો ખ્યાલ આપણને નથી. પૂ. મહાત્મા ગાંધીજીએ પોતાનાં ભાષણો તથા લેખોદ્વારા તેનો ખરો ચિતાર આપણને આપ્યો, અને આ વસ્તુ આપણે અસ્પૃશ્ય માનીએ છીએ તેમને જેટલી પતિત કરે છે તેટલી જ તેમ કરનારા આપણને પણ કેવી પતિત કરનારી છે એ વાત તેમણે આપણને ઠસાવી છે. અસ્પૃશ્યતા એ ખરેખર સનાતન હિન્દુધર્મને સૌથી વધારેમાં વધારે કલંકિત કરનારી વસ્તુ છે. હિન્દુધર્મના મૂળતત્ત્વમાં એવી આભડછેટ મુદ્દલ સમાએલી નથી. આપણા પ્રાચીન સમાજજીવનમાંથી આપણને મળેલી પરંપરાઓ એવી નથી, એટલું જ નહિ પણ આપણા લોકપ્રિય સંતો પણ વખતોવખત એ જ સત્યની આપણને પોતાની અત્યંત સચોટ અને બળવાન પ્રાકૃત બોલીમાં લહાણી કરી ગયા છે. અખા ભગતનું

"આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી"

એ કાવ્ય તો સર્વત્ર જાણીતું છે. ભક્તશિરોમણિ નરસિંહ મહેતાએ ઢેડ-હરિજનોને ઘેર ભગવદ્કીર્તન કર્યું અને

"પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિ ને સર્વ સમાન"

એમ કહી નિંદકોને

"એવા એવા રે અમે એવા"

વાળા સુપ્રસિદ્ધ પદથી જવાબ આપ્યો; એ પ્રસંગો કોણ નથી જાણતું ?

તુલસીદાસજીના જીવનચરિત્રની કથામાં લખ્યું છે કે:

तहां यक डोम अवधपुर केरो
आयो तुरत उछाह घनेरो ।
उर लगाई मिलि कुटि लै आई
बारबार ते हि कह्यो बुझाई ॥

મનમાં ઘણા ઉમંગવાળો અયોધ્યાપુરીનો રહીશ એક ડોમ ( અસ્પૃશ્ય ) ત્યાં આવી પહોંચ્યો. તુલસીદાસજીએ તેને છાતી-સરસો ચાંપ્યો, તેને પોતાની કુટિમાં તેડી લાવી બેસાડ્યો અને તેની સાથે ગોઠડી કરી.

શ્રી રામચંદ્રજીએ શબરી ( ભીલડી )નાં એઠાં બોર ભાવથી ખાધાં. નિષાદરાજ, ગુહક જે શુદ્ર જાતિના હતા તેમને પોતે પ્રેમપૂર્વક ભેટ્યા અને તેમને પોતાની જોડે બેસાડ્યા. આ બધા પ્રસંગો હિન્દુઓના વારસામાં મળેલા છતાં તે પર દાટેલા ધનના કાટની પેઠે વહેમ અને કુસંસ્કારોનો જંગાલ ચઢી જઇને તેણે આપણું આજનું જીવન કલુષિત અને વિષમય કરી મૂક્યું છે. મહાભારતમાં કથા છે કે ધર્મરાજાએ પાંડુરાજાની મોક્ષગતિને સારૂ યજ્ઞ કર્યો પણ જયનાદનો શંખ કેમે કર્યો વાગે નહિ. કુન્તિજીએ તેના કારણની તપાસ કરી તો જણાયું કે એક અંત્યજને ભીમે દુભવ્યો હતો. આ ખબર પડતાં જ શ્રીકૃષ્ણે તેને વિધિપૂર્વક તેડી આણી સત્કાર કર્યો અને તેને જમાડ્યો. ગીતાજીમાં ભગવાને શ્રીમુખે અર્જુનને કહ્યું છે કે સમજુ પુરુષ બ્રાહ્મણને, ગાયને, હાથીને, કુતરાને તેમજ ચાંડાળને — સૌ કોઇને — સમાનદૃષ્ટિએ જુએ. બસંભાવન વૈષ્ણવની વાર્તામાં ચોડા ભંગીની, ઢીમરની, તથા ચુહાડાની

વાર્તાઓ આપણને શું શીખવે છે? તેમાં આપણે જોઇએ છીએ કે શ્રીનાથજી મહારાજ ચોડા ભંગીને ભેટ્યા હતા અને તેને બાથમા લઇને હૈયાસરસા ચાંપ્યા હતા. કબીર-કમાલની કથામાં કબીર સાહેબે એક પંડિતને કહ્યું હતું કે:

" પંડિત બૂઝ પિયો તુમ પાની,
તોહે છૂત કહાં લિપટાની?

મચ્છ કચ્છ યા જલમેં બ્યાને,
રક્ત જેર જલ ભરિયા."

આરોગ્યના કારણે પણ આભડછેટ પાળવાનું પૂરવાર થતું નથી. સ્વ૦ પઢિયાર લખે છે કે:

" યુરોપિયનો અંત્યજોને સ્પર્શ કરે છે છતાં તેઓને તેના સ્પર્શથી કેમ કાંઇ રોગાચાર થતો નથી? તેમ મુસલમાન ભાઇઓને પણ અંત્યજભાઇઓને અડકવાથી કાંઇ રોગ થતો નથી, ત્યારે શું હિન્દુએ હિન્દુને અડકવાથી જ રોગ થાય છે?" માટે

" જીન આપ કો જોયા નહિ, મનમૈલ કો ધોયા નહિ
દિલ દાગ કો ખોયા નહિ; અંઘુળ કીયા તો ક્યા?"

આ વચનનો મર્મ સમજી, આપણે અર્થહીન વહેમો વિનાસંકોચે તજીએ, આભડછેટનું કલંક દૂર કરીને દિલના ડાઘને ધોઇએ અને આત્મશુદ્ધિ કરી મહાત્મા ગાંધીજીએ બતાવેલા શુભમાર્ગે સ્વરાજ મેળવીએ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં 'નવજીવન સંસ્થા'ના ચાલકો તરફથી મને જે કીમતી સહાય મળી છે તે માટે તેમનો આભાર માનવાની આ તક લઉં છું.

**પ્રકાશક**

# પાવકની જ્વાળા

'પ્રેમપંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જો ને' એમ પ્રીતમે ગાયું છે. અસ્પૃશ્યનો સ્પર્શ કરવો, તિરસ્કૃતનો સત્કાર કરવો, એ પ્રેમપંથ છે. તેમાં અનેક સંકટો પડયાં છે. બાપ છેડે, મા હાંકી મૂકે, સમાજ બહિષ્કાર કરે, મહારાજ પોતાની હવેલીના બારણાં બંધ કરે તોયે જે પ્રેમ નભે તે પ્રેમ નભ્યો કહેવાય.

કાઠિયાવાડ જેવા નાનકડા પ્રદેશમાં અસ્પૃશ્યતાનિવારણની હીલચાલે વૈષ્ણવ જગતમાં ખળભળાટ કરી મૂકયો છે. જેઓએ અસ્પૃશ્યતાને મેલ ગણી તેનો ત્યાગ કર્યો છે તેઓની સામે હવેલીઓનાં બારણાં બંધ થવા લાગ્યાં છે. આવાઓ હવેલી વિના કેમ ચલાવી શકશે ? એમણે શું કરવું ? જવાબ એક જ હોય: તેવાઓએ હવેલી વિના ચલાવવું. મૂર્તિનું પ્રતિષ્ઠાન કરનાર

તો આપણે છીએ. જે મૂર્તિની આસપાસ અધર્મ ફેલાય તે મૂર્તિ આપણને લાભ કરવાને બદલે હાનિ કરે. છેવટની હવેલી તો હૃદય જ છે. હવેલીની ભીંતો એ લૂલાની લાકડીના જેવી છે. માત્ર ટેકારૂપ છે. એ જ લાકડી જ્યારે ટેકો મટી બોજારૂપ થાય ત્યારે તેને ફેંકી દઇએ. એ હવેલીનાં દ્વાર બંધ થઇ શકે. હૃદયમંદિરનાં દ્વાર તો ચોવીસે કલાક ખુલ્લાં છે. ત્યા બેઠેલો અંતર્યામી આપણી રક્ષા નિરંતર કર્યાં જ કરે છે. પ્રેમપંથ ખેડનારા તે હવેલીમાં બિરાજમાન પરમેશ્વરનાં દર્શન કરી કૃતાર્થ થાઓ.

પણ 'હવેલી તો સાર્વજનિક સંસ્થા છે. તેમા જવાની બંધીનું પાલન જ ન કરીએ તો શું? અયોગ્ય બંધીને માન આપવાની શી જરૂર હોય?' આવી દલીલ ન થઇ શકે? બંધીને માન આપવામાં પાપ ન હોય? એવા પ્રસંગો કલ્પી શકાય કે જ્યારે બંધીને માન આપવામાં પાપ હોય. હવેલીનું બંધન મને એવી વસ્તુ નથી લાગતી. પણ જેને તે એવી લાગે તે તો ગમે તે દુઃખ સહન કરીને પણ ત્યાં જશે. આવી બાબતોને સારૂ એક નિયમ હોતો નથી. સામાન્ય નિયમ તો આ હોયઃ બે ચાર મનુષ્યો અસ્પૃશ્યતાને પાપ માનતા હોય, બીજા સેંકડો તેને પુણ્ય માનતા હોય ત્યાં એ ચારની સંખ્યાએ ધીરજ રાખવી જોઇએ ને બંધીને માન આપવું જોઇએ. તેમણે લોકમત કેળવવો જોઇએ. મહારાજને વિનયપૂર્વક મળવું જોઇએ. જ્ઞાતિના મહાજનને સમજાવવું જોઇએ ને જ્યાં સુધી તેમાંના ઘણા ન સમજ્યા હોય ત્યાં સુધી પોતે બંધનને માન આપવું એ જ ઇષ્ટ ગણાય જો લોકમત બંધનની વિરુદ્ધ હોય તો બંધી કરનારાને વિનયપૂર્વક ખબર આપી બંધન તોડી શકાય.

મહારાજોને હું વિનયપૂર્વક સમજાવવા ઇચ્છું છું કે તેઓ જો ધર્મના રક્ષક થવા અને રહેવા ઇચ્છતા હોય તો તેમણે સાવધાન થવાની જરૂર છે. ઇશ્વરી નિયમોની વિરુદ્ધ તેઓ વહેમની અને અધર્મની દીવાલો ચણવાના આગ્રહી હોય તો તે નહિ ટકી શકે હું વલ્લભ સંપ્રદાયનું ગમે તેવું પણ અલ્પ બાળક હોઇ આટલું કહેવાનો મને અધિકાર છે એમ માનું છું. વંશપરંપરાથી ચાલી આવેલી ગાદીને અત્યારે જોખમ છે. અસ્પૃશ્યતાને સંઘરી પોતે અસ્પૃશ્ય ન બનો એમ હું ઇચ્છું છું. જે અસ્પૃશ્યતાનું આજ સેવન થઇ રહ્યું છે એ અસ્પૃશ્યતાને નથી સ્થાન ભાગવતમાં કે નથી ગીતામા, નથી વેદમાં કે નથી ઉપનિષદમાં. અરે, અત્યારે તેને આચારમાંયે સ્થાન નથી. વૈષ્ણવો જાણી જોઇને અસ્પૃશ્ય મનાતાને પોતાના ધંધાને અર્થે અડે છે. કાયદો અસ્પૃશ્યતાને સ્થાન નથી આપતો. અદાલતોમાં જતાં, મીલોમાં જતાં, વૈષ્ણવો અસ્પૃશ્યને અડે છે ને વગર-સ્નાને ખાય છે, વગર-સ્નાને હવેલીઓમાં જાય છે. આમ શૂન્યવત થઇ ગએલી અસ્પૃશ્યતાને કેવળ અસ્પૃશ્ય મનાતાં ભાઇબહેનોને પજવવા ખાતર, તેઓનો તિરસ્કાર કરવા ખાતર, સંઘરવી એ નથી વિવેક, નથી દીર્ઘદૃષ્ટિ, નથી જ્ઞાન, નથી મર્યાદા. હું મને વૈષ્ણવ કહેવડાવું છું; કેમકે તેમાં આ બધા ગુણોને સ્થાન છે એમ માનું છું. વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિ જ દયામાં, જ્ઞાનમા, પતિતને પણ પુનિત કરવામાં રહેલી છે એવી મારી માન્યતા છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

૧૭-૫-૪૪

# વિલેપારલેમાં અસ્પૃશ્યતા*

વિલેપારલેના ભાઇઓ તો અગાઉથી વખત નક્કી કરી ગએલા હતા. તેમની શાળા વિષે અસ્પૃશ્યતાના પ્રશ્નને લીધે કાંઇક મુશ્કેલી ઊભી થઇ છે. એ શાળા ઘણી મોટી છે, કામ સુંદર રીતે ચાલે છે, પણ હમણાં કેટલોક વખત થયાં અંત્યજોને દાખલ કરવાનો પ્રશ્ન શિક્ષકોએ ઊઠાવ્યાથી બાળકોનાં વૈષ્ણવ માતપિતામાં ખળભળાટ થયો છે શાળાની કાર્યવાહક સમિતિના સભ્યોમાના કેટલાક તો અનુકૂળ છે, પણ કેટલાક પ્રતિકૂળ છે. આ બધા ભાઇઓ ગાંધીજીની પાસે તોડ માટે આવ્યા હતા.

* 'જુહુમાં એક દિવસ' એ લેખમાંથી

થોડી બહેનો પણ હતી. ગાંધીજીએ વિલેપારલેના આરોગ્ય વિષે વાત કરીને આરંભ કર્યો. હું આખા પ્રસંગનો સાર આપવાનો પ્રયત્ન કરીશઃ

"આવી સુંદર જગ્યા, જ્યાં મકાનોની તંગી નથી, જ્યાં હવાઅજવાળાનો પાર નથી, જ્યાં મુંબઇની ગંદકી અને ભીડથી ભાગીને તમે આવો છો ત્યાં ન્યુમોનિયાના કેસો શું, ત્યાં બીમારી અને રોગચાળો શેનો થાય ? હું તો સમજી જ નથી શકતો. હું પોતે બીમાર માણસ તમને આને માટે ઠપકો આપું તેના કરતાં કબૂલ કરી લઉં અને તમને સમજાવવાનો પ્રયત્ન કરું એ જ સારું કે આ સ્થિતિને માટે આપણે જ જવાબદાર છીએ. મચ્છર, ચાંચડ, માખી વગેરે જે વડે રોગો ફેલાય છે તે કુદરતે તૈયાર કરેલા ચાબખા છે એમ હું માનું છું. એ ચાબખા ન હોય તો આપણે શી રીતે ચેતીએ ? હું અહીં રહ્યો છું તે જેટલી ગંદકી વધારવા માગું તેટલી વધારી શકું તેમ છું. માખી, ચાંચડ, મચ્છર પણ જોઇએ તેટલાં પેદા કરી શકું એમ છું. પણ તમે જુઓ છો કે એવું કશું અહીં નથી. અહીં તો હું આવ્યો તે જ દિવસે મેં કહી દીધું કે આપણે ભંગી ન જોઇએ. હવે ભંગી તો અહીં છે, પણ અહીંનું બધું મેલું ઊઠાવનાર અને સાફસુફ રાખનાર તો દેવદાસ, પ્યારેલાલ અને કૃષ્ણદાસ એ બાળકો છે. જો કાંઇ ઉણપ દેખતા હો તો એ બાળકોની કોઇવાર ગફલત થતી હશે તેને લીધે છે. પણ હું જો ગંદકી થવા દઉં તો કુદરતની બધી મજા ચાલી જાય એ તમે સમજી શકો છો. અને ગંદકી કાઢવાની સાથે સ્વરાજને પણ કેટલો સંબંધ છે તે પણ તમે સમજી લ્યો. આપણને સ્વરાજ ધારો કે મળી ગયું ત્યાર પછી આપણે પ્રમાદી રહીએ,

આપણા આરોગ્યને વિષે બેદરકાર રહીએ તો અંગ્રેજો પાછા આપણને લાત મારીને કાઢે એમાં કાંઈ પણ શંકા નથી અને એની સાથેસાથે જ ઢેડભંગીનો સવાલ આવે છે. ઢેડભંગીને હાડછેડ કર્યા કરીશું, એને અસ્પૃશ્ય માનતા રહીશું, તો આપણે શે મોઢે અંગ્રેજોની પાસે સમાનતા માગી શકીશું? એ વસ્તુ સમજી લેવી એ સમાનતાની વાતો કરતાં પહેલાં બહુ જરૂરનું છે.

## શાસ્ત્રો

"હવે આ વિષે હું ધર્મની વાતો તમારી આગળ શું કરૂં? મને તો એટલું લાગે છે કે આપણા ધર્મમાં જે કાંઇ લખાએલું હોય, યાજ્ઞવલ્ક્યાદિ ઋષિમુનિઓનાં છુટાંછવા જેયાં કાંઇ વાક્યો હોય તે બધાં જ અમર અને સ્થાયી નથી તે જમાનો જૂદો હતો, આજે જમાનો જૂદો છે. નહિ તો દ્રૌપદીને આપણે અલૌકિક સ્ત્રી માનીએ છીએ. સવારમાં તેનું નામ લઇએ છીએ, પાંચે પાંડવોને પૂજ્ય માનીએ છીએ, તેથી શું આપણે આજે દ્રૌપદી જેમ પાચ પતિ કરનારને સતી માનશું? આપણે તો એઓને પૂજીએ છીએ તે તેમનાં કામોને લીધે. આપણે ગુણગ્રાહી હોવું જોઇએ. અને તેમના કેટલાક ગુણો અલૌકિક હતા એટલે તેમનું સ્મરણ આપણે સંઘરી રાખેલું છે. એ તો મહાભારતની વાત થઇ. રામાયણ કરતાં વધારે પ્રિય પુસ્તક મારે એકે નથી. છતાં તુલસીદાસે જે અનેક વાતો અંદર શાસ્ત્રની કરેલી છે તે બધી પ્રમાણ છે શું? મનુસ્મૃતિ સો મોટો પ્રમાણગ્રંથ છે. પણ મનુસ્મૃતિમાં તો માંસાહાર ચોખ્ખો લખેલો છે, તેથી શું તમે માંસભક્ષણ કરશો? તમારી આગળ એવી વાતો કરૂં તો તમે ચમકો છો. કોઇ માંસભક્ષણ કરતા

હશે, તે ચોરીછુપીથી કરતા હશે તે જુદી વાત છે, પણ મનુસ્મૃતિમાં તો માંસભક્ષણ શરમાઇને કરવાની નથી વાત કરી, છડેચોક કરવાની વાત કરેલી છે. છતાં આપણે તેને ત્યાજ્ય ગણેલું છે. કળિયુગમાં જે વસ્તુને વિષે મનાઇ તેની સત્યયુગમાં રજા ? સુવર્ણયુગમા અભક્ષ્યાભક્ષ્ય થઈ શકે અને આ કળિયુગમાં નહિ, એ વિચિત્ર નથી ભાસતું ? વાત એ છે કે ધર્મને કઇ દૃષ્ટિએ જોવો એ જ મુખ્ય વસ્તુ છે. અને તેમાં બે વાત છે; એક એ કે ધર્મની વાતોની બુદ્ધિથી નહિ પણ હૃદયથી ચર્ચા કરવી અને બીજી એ કે ધર્મને નામે અધર્મ ન ચલાવવો. તમારે જાણવું જોઇએ કે ગીતાજીનો અત્યાચાર થઇ શકે છે. દુર્યોધનના ઉપર ભીમની ગદા ચાલી, એટલે ભાઇભાંડુઓ એકબીજાને શત્રુ સમજી મારી નાંખી શકે—આવું કહેનારા હોય તો હું કહું છું કે તમને ગીતાજી બરાબર વાંચતાં નથી આવડતી. એ વિષય જ કેવળ હૃદયનો છે. મારો ધર્મ બુદ્ધિની ઉપર આધાર રાખનારો નથી, કેવળ હૃદય ઉપર રાખનારો છે અને તમને હું હૃદય તપાસવાની વિનંતિ કરું. ”

## 'ગાંધીને માનનારો'

આ પછી ગાંધીજીએ બધાને ચર્ચા કરવાને આગ્રહ કર્યો. થોડીવાર કોઇ તૈયાર ન થયું, એટલે ગાંધીજી કહે: ' મારી આગળ નાનું બચ્ચું પણ બોલી શકે, મારાથી તમારે ડરવાનું હોય જ નહિ, મારાથી કોઇને પણ ડરવાનું હોય તો મારા અહિંસાધર્મનો લોપ થાય.' એટલે એક ભાઇ આગળ આવ્યા. ખાદીનો કોટ હતો, કોટનાં બટનની ઉપર ગાંધીજીની છબી હતી, બ્રાહ્મણ હતા. તેમણે પોતાની મુશ્કેલી જણાવવાનો પ્રયત્ન કર્યો:

'બધા ધર્મને માનનારો છું, ગાંધીને માનનારો છું. મારું તો કહેવું એ છે કે બધું સર્વાનુમતે થવું જોઇએ. અંત્યજોને ન ભણાવવા એવું હું નથી કહેતો. હું તો કહું છું કે તેમની જૂદી શાળા કાઢો. તેમાં માસ્તર ભણાવવા જાય અને તે માસ્તર અમારાં છોકરાને ભણાવવા ન આવે. આટલું હું તો માગું. માર્કેટમાં આ બાબતની ખૂબ ચર્ચા થઇ હતી અને ઘણાએ જે વાત કરી તે હું આપની આગળ રજૂ કરું છું. ઘણા તો પૈસાની પણ વાતો કરતા હતા.'

ગાંધીજીએ વચ્ચે કહ્યું, 'ના પૈસાનો પ્રશ્ન નથી. પૈસા તો ભલે લોકો આપતા બંધ થાય. પણ પૈસા આપતા બંધ થાય એટલે આપણે અન્ત્યજના બાળકને ભણાવતા અટકીએ?'

પેલા ભાઇ પણ ગાંધીજીની દૃષ્ટિમાં મળતા થયા, પણ તાત્પર્ય બીજું કાઢયુંઃ 'ના, પૈસાનો પ્રશ્ન નથી. ઘણા કહે છે, અન્ત્યજના બાળકને દાખલ ન કરશું તો કૉંગ્રેસ કમિટી પૈસા ન આપશે. હું કહું છું કાંઇ નહિ, નહિ આપે તો પૈસા તો ગમે ત્યાંથી મળી રહેશે.'

ગાંધીજી હસ્યા. તેમણે પૂછયુંઃ 'વારુ, તમે 'કૉંગ્રેસ'ને માનો ખરા કે નહિ? તમે અન્ત્યજને ન આવવા દો તો તમે 'કૉંગ્રેસ'ના ઠરાવથી વિરુદ્ધ વર્તો છો.'

'ના, હું કૉંગ્રેસના એ ઠરાવને નથી માનતો. તમે સર્વાનુમતે ઠરાવ કર્યો હશે પણ અહીં સર્વાનુમતે ક્યાં થાય છે? અહીં તો અનેક વિરુદ્ધ છે અને છતાં તમે આગ્રહ કરશો તો હું તો મારા છોકરાને ઊઠાડી લઇશ.'

ગાંધીજીઃ 'તે તો કાંઇ નહિ. હું માનું છું કે મારો ધર્મ તમારા છોકરાને ભણાવવા કરતાં અન્ત્યજના છોકરાને ભણાવવા-

ના વધારે છે. કારણ તમારા છોકરાને તો ક્યાંય પણ ભણવાનું મળી રહેશે, પણ અન્ત્યજનાને ક્યાં મળવાનું ?'

'હું ક્યાં કહું છું કે અન્ત્યજના છોકરાને ન ભણાવો. પણ એ બધાને ભેળા કરો તેમાં તો અમારે નાત જાય છે, બધે ખળભળાટ થાય છે. હું તો તમનેયે રાજી રાખું અને મારા નાતભાઈઓને પણ રાજી રાખું. બધું ચૂંથી નાંખવાના તમે.'

'અરે ભાઈ, એક તો ચૂંથાયા વિના રહે જ નહિ.'

'અરે સાહેબ, કુસંપમાં સ્વરાજ અટકે, સ્વરાજ આવી રીતે એકમત ન હોય છતાં કામ લેવાથી મળવાનું છે કે ? સંપ હોય તો જ સ્વરાજ મળે.'

સૌ એ દલીલથી ખડખડાટ હસ્યા. પણ ગાંધીજી તેમને હસી કાઢે તેમ નહોતું.

'બાપદીકરા વચ્ચે ભેદ નથી હોતો ?'

'તેમાં તો બધું બગડ્યું છે.'

'મારી અને મારા દીકરાની વચ્ચે અંતર રહ્યું છે. છતાં શું કુસંપ થોડો જ છે ? મતભેદ કાંઈ કુસંપ છે ?'

'પણ બીજાને દુઃખ આપવાપણું તો રહેલું છે જ ને ?'

'ના; દુઃખી તો ન જ કરવા; પણ સત્ય કહેતાં મારા દીકરાને દુઃખ લાગે તો તેની પરવા કર્યા વિના મારે તેને સત્ય કહેવું.'

'સત્યથી દુઃખ લાગે જ નહિ, તેમાં અસત્યનો ભાગ હોય તો જ દુઃખ લાગે.' ગઈ નવરાત્રીનો એક કિસ્સો સંભળાવીને તેમણે કહ્યું કે તે પ્રસગે સૌ શાંત રહ્યા હતા, કોઈએ અસ્પૃશ્યતા કાઢવાની વાત નહોતી કરી ત્યાં સુધી બધું સારું હતું.

ગાં૦: 'શાન્ત રહ્યું એ શાથી? બીજાઓએ પોતાનો ધર્મ તજ્યો તેથી? ધર્મ તજીને તે કાંઇ શાંતિ મેળવી શકાતી હશે?'

એટલામાં એક ભાઇએ ગાંધીજીને જણાવ્યું કે 'ના. શાંતિ તો કેટલી હતી તે આપને જણાવું, ગરબામાં કેટલીક મારવાડી બહેનો હતી. તેમને જોઇને ઘણાને શંકા થઇ કે અન્ત્યજ બહેનો હશે. પણ કોઇ બોલ્યું નહિ. પાછળથી ' હો હા' થઇ, જ્યારે માલમ પડ્યું કે તેઓ તો મારવાડી બહેનો હતી — એટલે કે અન્ત્યજ બહેનોને એમ ઓળખવી પણ મુશ્કેલ પડે છે.

એટલે ગાંધીજી કહે: ' ના; પણ અહીં તો જે બહેને ગુજરાતી પોશાક ન પહેર્યો હોય અને જેનું મોં ગુજરાતી બહેનના જેવું સારૂં ન દેખાતું હોય તે એમના હિસાબે અન્ત્યજ. ' હસાહસ થઇ રહી.

## ' બધું ભેગું થઈ જવાનું ! '

ગાંધીજીએ બધી દલીલો શરૂ કરી ' વારૂ, તમે વસંતરામ શાસ્ત્રીને જાણો ખરા કે નહિ? તે પણ તમને આ બાબતમાં સમજાવશે કે તમારો દુરાગ્રહ બરાબર નથી. તમે માલવીજીને કંઇ ઓછા સનાતની હિંદુ માનો છો? તેઓ તો અંન્ત્યજોને અડે છે એટલું જ નહિ, પણ તેમને લઇને તેઓ કુવે ગયા અને તેમાંથી તેમને પાણી ભરવા દીધું અને સૌએ પાણી પીધું. ' આ સાંભળીને તો પેલા દિંગ થઇ ગયા, જરા ગભરાયા અને બોલી ઊઠયા :

' હા; હા; હું જાણું છું કે થોડી મુદતમાં બધું ભેગું થઇ જવાનું છે. '

વળી હસાહસ થઇ. એટલે પાછા તેમને ધીરજ આપવા સારૂ ગાંધીજીએ વિષય બદલ્યો :

'તમે ક્યાંના?' 'પોરબંદર પાસેનો જ છું.' એ જવાબથી પાછું હસવું રોકવું અશક્ય થઇ પડયું.

ગાં૦: 'વારુ ત્યારે તમે છોકરાને શાળામાં તો મોકલજો, પણ નહવડાવજો.'

પેલા ભાઇ: 'અરે બધી વાત ચૂંથાઇ જવાની. નહાવું શું અને ધોવું શું? અન્ત્યજને અડવાની વાત કરો છો તે કોલસાને ધોવા જેવી વાત લાગે છે.'

એ ભાઇની વાતવાતમાં ગોકુળનાથજી મહારાજ જેમને તેઓ માને છે, તેમનું નામ આવતું હતું.

ગાં૦: 'વારુ, તમારા ગોકુળનાથજી જેમને તમે માનો છો તેમને તમે કહો કે છોકરાને શાળામાં મોકલીશ અને નહવડાવીશ તો તેઓ તમને ના નહિ કહે.'

પેલા: 'ગોકુળનાથ બાવા કહે કે આમ કર તો માનું ખરો.' (પણ એમાં પણ ભારે કબૂલાત થઇ જતી હોય તેમ તેઓ ખંચાયા અને ઉમેર્યું:) 'પણ તે એમ કહે જ નહિ.' વળી હસાહસ.

ગાં૦: 'વારુ, તમે કોઇનો પણ અંકુશ કબૂલ કરો છો કે નહિ?'

પેલા: 'વાજબી હોય તો કબૂલ કરું; પણ ગોકુળનાથજી એમ કહે જ કેમ?'

ગાં૦: 'હા; હા; પણ તે કહે તો તો તમે નહવડાવોને?'

પેલા: (કાંઇક મૂંઝાઇને) 'પણ સ્નાન કેટલી વાર કરાવું? છોકરો અનેક વાર નહાઇને માંદો પડે.'

ગાં૦: 'ઓહો; અમે નાનાં નાનાં છોકરાં હતાં ત્યારે અમને કાંદા બહુ ભાવે; મારી બા વૈષ્ણવ પડી; તે બિચારી બહાર

કાંદા રાંધે અને અમને ઊંચેથી પીરસે. અમે તેને ચીઢવીએ, પજવીએ; તેને અડીએ અને તે નહાય ત્યારથી હું મારી મા પાસે પ્રેમમય અસહકાર શીખ્યો. આ તો ૩૫ વરસની વાત છે. એટલે એક જમાનો થઇ ગયો. તે વેળા પણ અન્ત્યજોને અડીને અમે નહાઇ નાંખતા. અમારી બા અમને અનેક વાર નહવડાવતી. તો આજે એ શું મુશ્કેલ છે ?'

પેલા: 'ગોકુળનાથજી કહે તો જોશું વળી.'

ગાં૦: 'જોજો, જોજો.'

પણ આખો સંવાદ ક્યાં આપવા જાઉં ? હિંદુસમાજ પોતાનું ચિત્ર આટલામાં આવી ગએલું જુએ તોયે ચેતી જાય. એ સ્થિતિ કેવી હસવા જેવી, કેવી ભૂંડી છે એ તત્કાળ લાગ્યા વિના નહિ રહે. આટલું થયા પછી તો વધારે વાત કરવાની રહી ન હતી. અને વાતો પૂરી થાય તે પહેલાં તો શ્રી૦ કેશવરાવ દેશપાંડેએ સાધક આશ્રમના વિદ્યાર્થીઓને લઇને ગાતા ગાતા પ્રવેશ કર્યો. તેમને બેસાડી ગાંધીજીએ પેલું પ્રકરણ આટોપવા માંડ્યું. બીજા એક બ્રાહ્મણ સજ્જન આવ્યા. કાઠિયાવાડી શુદ્ધ, સફેદ ખાદીના અંગરખાધારી અને કપાળમાં લાંબી ચંદનની આડ કરેલા.

## તોડ

આ સજ્જન કાંઇ પ્રખર હિંદુતા બતાવશે એવું જણાયું. પણ તેમણે તો નિખાલસતાથી પહેલેથી જ કહી દીધું: 'હું બ્રાહ્મણ છું, પણ અસ્પૃશ્યતા મને અંતઃકરણથી વિરૂદ્ધ વસ્તુ લાગે છે.' આ પછી કાંઇ કહેવાપણું નહોતું. તેમનો વાંધો તો એટલો જ હતો કે, 'જ્યારે અંત્યજો ભણનારા નથી તો આટલો ખળભળાટ કેવળ સિદ્ધાંતનો પ્રશ્ન ઊઠાવીને શા સારૂ

ઊભો કરવો?' એટલે એક ભાઇએ જણાવ્યું કે અનેક ભંગીઓ ભણવાની માગણી કરી રહ્યા છે. ત્રીજા ગૃહસ્થ આવ્યા. તેમણે 'હિંદુસમાજનું ચિત્ર' શબ્દ મેં આગળ આપ્યો છે તેને પુષ્ટિ આપી. 'અગાઉ મહારાજ કહી ગયા તેથી વધારે મારે કશું કહેવાનું નથી. મારે ગોકુળનાથજી કહે તે બધું કબૂલ.' ચોથા સજ્જને એક વ્યાવહારિક વાંધો દર્શાવ્યો. બધાનાં બાળકો અંત્યજોનાં બાળકો સાથે બેસે તો બેસવામાં તો વાંધો નથી, પણ બપોરે નાસ્તો કરે, તેમાં સાથે નાસ્તો કરે તો જ્ઞાતિબંધન ક્યાં રહે? અમે તો, સાહેબ, અંત્યજોને અડવાનું માનીએ છીએ, પણ કેળવણી સુધી શું કરવા આ વાત લઇ જાઓ છો? ધાટીઓએ એક વાર હડતાળ પાડી હતી — આ વાત સાંભળી કે તરત જ.

આખરે ગાંધીજીએ તોડ આપ્યો કે, 'નિશાળ નોખી ભલે હાલ કાઢો.' એટલે પેલા મહારાજ બોલી ઊઠ્યા, 'પણ શિક્ષકો તો જૂદા જોઇએ'

ગાં૦: 'શિક્ષક તો જૂદા ન જ હોય. પણ એક રસ્તો છે. તમારે શિક્ષક થવું. થશો?'

પેલા: 'નાના; એવી વાત થાય? કોઇ ખ્રિસ્તી, મુસલમાનને શિક્ષક કરો તો કાંઇ અડચણ નહિ.'

ગાં૦ : 'એ તો તમે ભારે અનર્થની વાત કરી. એ વાત તમે ખેંચી લો એમ ઇચ્છું.'

મહારાજને ખેંચી લેવામાં તો કાંઇ પૈસા બેસે એમ નહોતું, 'ગોકુળનાથજી કહેશે તો જોશું' એ જેવા ભાવથી તેમણે કહેલું તેમ 'લ્યો, ખેંચી લીધી. પણ હું તો દેડાના સ્પર્શનાયે વિરુદ્ધ છું, હો,' કહીને ઊભા થયા.

# અસ્પૃશ્યતા + દૂરતા

હિંદુનાં પાપનો પુંજ કંઇ નાનોસુનો નથી. પારમાર્થિક શાસ્ત્રોને આપણે સ્વાર્થનું ભાજન બનાવી દીધું છે. શાસ્ત્રમાં રહેલા અચલિત સિદ્ધાન્તોને તજી તેમાંના ક્ષણિક વ્યવહારના શ્લોકોને સ્થાયી સ્વરૂપ આપી દુરાચારને ધર્મને સ્થાને મૂક્યો છે. એવો એક દુરાચાર અસ્પૃશ્યતા છે એમ મારો આત્મા દિવસે દિવસે વધારે સાક્ષી પૂરતો જાય છે. કેમ જાણે અસ્પૃશ્યતાનું પાપ પૂરતું ન હોય તેથી ખામી દૂર કરવાને સારૂ હવે દૂરતાના

પાપની શોધ થઇ છે. દક્ષિણમાં એટલે મદ્રાસ ઇલાકામાં તો તે પાપથી લોકો પરિચિત છે. પણ આ દૂરિત લોકોની સેવા અર્થે અને પોતાના પાયશ્ચિત્ત અર્થે મહાસભાના ત્યાંના હિંદુઓએ ત્રાવણકોરમાં સત્યાગ્રહ આદર્યો છે. ત્રાવણકોર હિંદુ રાજ્ય છે. ત્યાં આ દૂરતા પૂર જોરમાં ફેલાએલ છે. દૂરતાનો અર્થ પણ ઘણા ગુજરાતી નહિ જાણતા હોય. શબ્દકોષમાં તેનો અર્થ મળે તેમ નથી. શાસ્ત્રોમાં હોય જ ક્યાંથી ? દૂરતા એટલે અસ્પૃશ્ય લોકોનું બીજા હિંદુથી અમુક હદથી બહાર રહેવું, ચાલવું તે. આ દૂરિત લોકોની છાયાથી પણ બીજા હિંદુ અને મુખ્યત્વે બ્રાહ્મણો અભડાય છે એ માન્યતાને લઇને તેઓને જ્યાં બ્રાહ્મણો વગેરે ચાલતા હોય તેવા રસ્તામાં ચાલતાં અમુક ગજને અંતરે ચાલવું પડે છે. તેમ ન કરે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે ને માર પણ પડે. ત્રાવણકોરમાં એવા કેટલાક રસ્તાઓ પણ છે જેમાં આ બિચારા ભાઇઓને પ્રવેશ પણ નથી કરવા દેતા. આ અસહ્ય દૂષણથી પીડાઇ ઉપર જણાવ્યા પ્રમાણે મહાસભાના હિંદુઓએ સત્યાગ્રહ આદર્યો છે જે રસ્તેથી જવાનો પોતાનો હક સિદ્ધ કરવો છે તે રસ્તે એ દૂરિત હિંદુ એક ઇતર હિંદુને લઇને પ્રવેશ કરે છે. આ પ્રમાણે હમેશાં ત્રણ ત્રણ જણ જાય છે ને પકડાય છે. તે પ્રમાણે ત્રણ પકડાઈ છ માસની જેલ ભોગવવા ગયા છે. જો શાંતિથી અને એકધારે આ સત્યાગ્રહ ચાલશે તો લોકોનો જય થશે એ વિષે જરાયે શંકા નથી.

ઉત્તર હિંદુસ્તાનમાં અસ્પૃશ્યતાનો દોષ દૂર કરવા મથનાર હિંદુ આથી બહુ આગળ વધ્યા છે. ભારતભૂષણ માલવીજીની

મદદથી ને તેમની આગેવાની નીચે અંત્યજો હિંદુ કુવે પાણી ભરે છે. અડકવાનો દોષ તો ઘણે ઠેકાણે નાશ પામ્યો મનાય છે. હવે કુવાનો ઉપયોગ અસ્પૃશ્ય ગણાતા ભાઈઓને મળવા લાગ્યો છે.' એવી જાતના બનાવની ખબર દાહોદ તાલુકા સમિતિના મંત્રી આપે છે. એ જણાવે છે કે લોકલ બૉર્ડના કુવામાંથી બીજા હિંદુ અંત્યજોને પાણી ભરવા નહિ દેતા હતા. એક વણકર જેણે વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પાસ કરી છે તેણે મજકુર કુવાનો ઉપયોગ કરવાની હિંમત કરીને પોતાના બીજા જાતભાઈઓને સમજાવ્યા. તેઓ સમજ્યા ને કુવે પાણી ભરવા ગયા. અંત્યજેતર હિંદુઓએ સામે થવા પ્રયત્ન કર્યો પણ ફોજદાર સાહેબે તેમને દાદ ન આપતાં સમજાવ્યા કે જ્યારે દેશમાં આ પ્રતિબંધની સામે હીલચાલ ચાલી રહી છે ત્યારે તેઓએ સામે ન થવું જોઇએ. એટલે અંત્યજેતર હિંદુ ભાઈઓ શાંત થયા. આ સમાધાન સારૂં થયું ગણાય. પણ એ બનાવ બતાવે છે કે હજુ ગુજરાતમાં પણ જાહેર કુવામાંથી પાણી ભરવા દેવાનો અટકાવ અત્યંજ ભાઇઓ સામે કરવામાં આવે છે ખરો. દાહોદના હિંદુ ભાઇઓને હું મુબારકબાદી આપું છું, પણ સાથે દાહોદ સમિતિને સૂચવું છું કે અંત્યજવાડામાં જઇને તેમને સફાઇનો બોધ આપવો, ઘડા વિગેરે સાફ રાખવા સૂચવવું. એ સુધારો સાથે જ નહિ ચાલે તો હજુ શરૂઆત થઇ છે તેવામાં જ અંત્યજોના પાણી ભરવા સામે વિરોધ થવાનો સંભવ છે. એવું ઉત્તરમાં કેટલીક જગ્યાએ બનેલું સાંભળ્યું.

[ નોંધઃ ત્રાવણકોરના સત્યાગ્રહની વાતનો જે ઉપરના લેખમાં ઉલ્લેખ કર્યો છે તેના સંબંધમાં થોડી આગળપાછળની હકીકત

આપવી અસ્થાને નહિ ગણાય. તા. ૧૩મી માર્ચે શ્રી૦ કેશવ મેનન, મંત્રી કેરળ પ્રાંતિક સમિતિએ ગાંધીજીને એક પત્ર લખીને એ સત્યાગ્રહના સંબંધમાં તેમનો સંદેશો માગ્યો હતો એ પત્રમાં તેમણે જણાવ્યું હતું:

"જે સડક ઉપરથી સરઘસ કાઢવા ધાર્યું છે તે સડક જાહેર નાણાંમાંથી પાકી રાખવામાં આવે છે અને હમણાં તેનો ખ્રિસ્તી, મુસલમાનો અને શિષ્ટ હિંદુઓ બે-રોકટોક ઉપયોગ કરે છે."

એ પત્રનો જવાબ આપતાં ગાંધીજીએ જણાવ્યું હતું:

"તમે સરઘસ કાઢવા ધાર્યું છે તે એક જાતનો સત્યાગ્રહ જ કહેવાય. એ સત્યાગ્રહની શરતો વિષે તમારું ધ્યાન ખેંચવાની જરૂર ન જ હોય. જો સરઘસને આપણા કોઇ માણસો અટકાવે તો બિલકુલ બળનો પ્રયોગ તો ન જ થાય. તમારે તો બિનતકરાર નમી જ જવું અને માર પડે તો તે સહન કરી લેવો. સરઘસમાં ભાગ લેનાર દરેક જણ આ શરત જાણતો હોવો જોઇએ અને તેનું પાલન કરવાને તૈયાર હોવો જોઇએ. કાંઇ પણ ઉદ્દામતા તો હોવી જ ન જોઇએ અને તમને લાગે કે સરઘસમાં જોડાનાર શરત ન પાળે તો તમારે સરઘસ રોકતાં પણ ન અટકવું. આપણે સુધારાના વિરોધીઓની સાથે બહુ મસલત નથી કરી એવી મારી ધાસ્તી છે; એટલે તો વધારે સાવધાનતાની જરૂર છે પ્રશ્ન વિકટ છે અને મારા બિછાનામાંથી તમને સલાહ આપવી સ્હેલી છે. એટલે સાવધાનતા વિષે ઇશારો કરી તમને સફળતા ઇચ્છીને જ હું વિરમીશ."

એ પત્રની તારીખ ૧૯મી માર્ચની છે. આ પછી કેટલાક સ્થાનિક ભાઇઓ ગાંધીજીને મળ્યા લાગે છે અને તેમને મળ્યા પછી ગાંધીજીએ શ્રી૦ કેશવ મેનનને તા. ૧લી એપ્રિલે નીચે પ્રમાણે પત્ર લખ્યો છે:

"ભાઇ શિવરામ આયર અને વંચેસુશ આયર તમારા સત્યાગ્રહના સંબંધમાં મને મળવા આવ્યા છે. તેઓ જણાવે છે કે

જે રસ્તા ઉપરથી સરઘસ જાય છે તે રસ્તા ખાનગી છે અને જે મંદિરે તે જાય છે તે મંદિરના છે. અને આ મંદિર બ્રાહ્મણ ટ્રસ્ટીઓનું એકહથ્થી માલકીનું છે, જેઓ, આ ભાઇઓના કહેવા પ્રમાણે, રસ્તા ઉપરની આવજાના ઉપર કાબૂ રાખવાને મુખત્યાર છે મેં તેમને પૂછ્યું કે જો આ રસ્તા બ્રાહ્મણોની જ ખાનગી માલકીના હોય તો તેના ઉપરથી બ્રાહ્મણેતરો જાય છે કે નહિ અને તેમણે કબૂલ કર્યું કે તેઓ જાય છે. ત્યાર પછી મેં તેમને કહ્યું કે જ્યાં સુધી એક પણ બ્રાહ્મણેતર એ રસ્તા ઉપરથી જઇ શકે ત્યાં સુધી કહેવાતા અસ્પૃશ્યો અને દૂરિતોને પણ તે જ હક હોવો જોઇએ. તેઓ મારી સાથે સંમત થયા અને તેમણે જણાવ્યું કે મંદિર અને રસ્તાની સાથે સંબંધ ધરાવતા ટ્રસ્ટીઓને અને બ્રાહ્મણોને બરોબર સમજાવી શકતાં કાંઇક વિલંબ થશે. વળી પં૦ માલવીજી પણ બે મહિનામાં દક્ષિણમાં જવાના છે. જો મંદિરના ટ્રસ્ટીઓ તેમની અને અસ્પૃશ્યો અને દૂરિતોના પ્રતિનિધિ તમારી વચ્ચેની તકરારનો નિવેડો પં૦ માલવીજીને પંચ નીમી લાવવા કબૂલ થાય અને તેમનો ચૂકાદો અમુક સમયમાં આપવો એવું નક્કી કરવામાં આવે તો તમારે સત્યાગ્રહ હાલ મુલ્તવી રાખવો એવી સલાહ હું તમને આપું અને તેમ કરતાં તમારે લોકોને એમ પણ જાહેર કરવું કે કેવળ પંચ નીમવાને લીધે સત્યાગ્રહ બંધ રહે છે. આ સલાહ આયર ભાઇઓએ આપેલી બધી હકીકત સાચી છે એમ માનીને જ આપવામાં આવી છે એ તો ચોખ્ખું છે. તેઓ કહે છે કે સુધારો કરવાને માટે તેઓ પણ આપણા જેટલા જ આતુર છે અને જો તેમનું કહેવું સાચું હોય તો આપણા સિદ્ધાન્તને બાધ ન આવે એવી રીતે આપણે તેમને માટે નમતું મૂકવું જોઈએ. ”

આ પત્રવ્યવહારથી ગાંધીજી સત્યાગ્રહની કેવી અને કેટલી મર્યાદા રાખે છે તે પણ સમજાશે.

મ૦ હ૦ દે૦ ]

## અન્ત્યજ ભાઈઓ વિષે

અસ્પૃશ્યતાના પાપમાંથી હિંદુ સંસારે હજુ મુક્તિ તો નથી મેળવી, એટલું જ નહિ પણ ઠેકાણે ઠેકાણે સાંકડા વિચારો જોવામાં આવે છે. વાણીકામમાં તો હદ જ વળી છે. પણ

ગુજરાતને મેલીને દૂર જવાની જરૂર જ ક્યાં છે ? વિલેપારલેની રાષ્ટ્રીય શાળામાં ધર્મસંકટ આવી પડ્યું તેનો નિકાલ કરવામાં મેં યથાશક્તિ ભાગ લેવાની હિંમત કરી. તે શાળાનો શિક્ષકવર્ગ અંત્યજ બાળકોને લેવા ઇચ્છે છે. તે શાળાની કમિટીમાં પણ ઘણા ગૃહસ્થો અંત્યજને દાખલ કરવાની તરફેણમાં છે. વિલેપારલેમા આ પ્રશ્નને વિષે ઘણી પ્રગતિ થઇ છે. અંત્યજ ભાઇઓએ નોખી શાળાની માગણી કરી છે. આવી પરિસ્થિતિમાં મેં સલાહ આપી કે અંત્યજ બાળકોને શાળામાં તુરત દાખલ કરવાથી શાળાની હસ્તીને ધક્કો પહોંચવાનો સંભવ હોય તો તેઓને સારૂ નોખી શાળા કાઢવી. આ અમુક સ્થિતિને લગતા ને તેનો જ ઇલાજ કરવાને સારૂ અપાએલા વિચારનો ઉલટો અર્થ લઇ ગુજરાતની કેટલીક શાળાઓના વ્યવસ્થાપકો એવો અર્થ કરે છે કે દરેક જગ્યાએ જ્યાં જ્યાં રાષ્ટ્રીય શાળા હોય ત્યાં ત્યાં અંત્યજોને સારૂ નોખી નિશાળ ખોલવી. આ સૂચનાનો અમલ થાય તો બન્ને શાળાઓ ડૂબે એવો મારો અભિપ્રાય છે. તેનું મુખ્ય કારણ તો એ જ છે કે એટલું ખર્ચ આપણાથી ન જ ઉપડે, અને એક વખત આપણે સિદ્ધાંતને ઢીલો થવા દઇએ તો છેવટે સિદ્ધાંતનો નાશ થાય ને અસ્પૃશ્યતાનું કલંક રહી જાય વિલેપારલેની ખાસ પરિસ્થિતિને અંગે અપાએલી સલાહનું અનુકરણ ન જ થઇ શકે. વળી વિલેપારલેની શાળા ઉપરના દોષને લીધે જ વિદ્યાપીઠ સાથે જોડાઇ નથી. તે જોડાઇ શકે એવી સ્થિતિમાં મૂકવાને સારૂ શિક્ષકો અને કમિટીના સભ્યો મથી રહ્યા છે. તે પ્રયત્નમાં નોખી નિશાળ એ એક મજલ છે. તેથી આ દાખલો વિદ્યાપીઠની જોડે સંબંધ રાખનારી નિશાળોને તો લાગુ ન જ પડે.

## અસ્પૃશ્યતાનિવારણનો અર્થ

હું જોઉં છું કે કેટલાક સવાલો જે સ્પષ્ટ થઈ ગએલા હું માનતો હતો તેને વિષે પણ હજુ સવાલો થયાં કરે છે. અસ્પૃશ્યતાનિવારણનો અર્થ મહાસભાના ઠરાવ પ્રમાણે ને મારી સમજ પ્રમાણે એક જ છે. એટલે કે આપણે હિંદુ જાતિએ અસ્પૃશ્યતાના દોષમાંથી મુક્ત થવું. જેમ ચાર વર્ણ એકબીજાનો સ્પર્શ કરતા અભડાતા નથી, પાપ ગણતા નથી તેમજ અસ્પૃશ્યને વિષે પણ વર્તવું. આથી વિશેષ અર્થ નથી એમ ઘણી વેળા કહેવાઈ ગયું છે. જેમ નોખી નોખી જાતિઓ વચ્ચે રોટી કે બેટીવહેવાર નથી તેમ અસ્પૃશ્ય ગણાતાની સાથે પણ તેવા વહેવારની જરૂર મજકુર ઠરાવ પ્રમાણે નથી. એકે બીજાની સાથે જમવું અથવા એકે બીજાની સાથે બેટીવહેવાર રાખવો એવી ફરજ ન હોઈ શકે. પણ એક બીજાને અડકે નહિ ને અમુક મનુષ્ય અમુક જાતિમાં જન્મ્યો એ જ કારણથી અસ્પૃશ્ય છે એમ માનવું એ સૃષ્ટિના નિયમથી, દયાધર્મથી ને સતશાસ્ત્રથી વિરુદ્ધ છે. આવા પાપી રિવાજને નાબૂદ કરવાના

પ્રયત્નને જમણુવહેવાર કે બેટીવહેવારની સાથે મેળવવો એ આવશ્યક પ્રાયશ્ચિત્તના પ્રવાહને રોકવા બરાબર છે. અસ્પૃશ્યતાનો મેલ એટલો તો ઘર કરી ગયો છે કે એને આપણે મેલ તરીકે ઓળખતા નથી. એ તો કેમ જાણે હિંદુ જાતિનું ભૂષણ હોય નહિ એમ સમજી તેને હજુ સંઘરી રહ્યા છીએ. તે જ કાઢતાં જ્યારે હિતેચ્છુને મુસીબતો પડે છે ત્યારે તેમાં બીજાં વિઘ્નો દાખલ કરી સુધારાને રોકવો એ વ્યવહારકુશળ માણસનું કામ નથી.

જમણવહેવાર ને બેટીવહેવાર એ જ્ઞાતિની સુધારણાનો સવાલ છે. જ્ઞાતિઓ નાબૂદ થવી જોઇએ એમ માનનારાઓ પોતે આવા સુધારા કરવા મથી રહ્યા છે. પણ એ પ્રયત્ન તદ્દન નિરાળો છે ને તેની સાથે અસ્પૃશ્યતાનિવારણને કશો સંબન્ધ નથી એ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. જ્ઞાતિબંધન તોડવાને ઇચ્છનારા પણ અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં ભળે છે એ યોગ્ય જ છે. પણ તેઓ અસ્પૃશ્યતા અને બીજા ઉપરના બન્ને સુધારા કેવળ અલગ છે ને તેનું મૂળ પણ અલગ છે એટલું સમજે તો બન્ને કામની કિંમત ને આવશ્યકતા તેના ગુણદોષ ઉપરથી પારખી શકાય.

અસ્પૃશ્યતા દૂર કરવી એનો અર્થ ત્યારે શું? એ પણ સમજાઈ ગએલું હું તો માનતો હતો. અસ્પૃશ્ય ગણાતા ભાઇઓ બીજા વર્ણોની જેમ છૂટથી હરીફરી શકે, જે નિશાળમાં, જે મંદિરમાં બીજા વર્ણો જાય ત્યાં અસ્પૃશ્ય ગણાતા ભાઇઓ જઈ શકે, અને જે કુવેથી બધા લોકો પાણી ભરી શકે ત્યાંથી અસ્પૃશ્ય ભાઇઓ પણ ભરી શકે.

'પણ અસ્પૃશ્યો તો બહુ મેલા રહે છે, તેમનો ધંધો મેલો હોય છે' આ દલીલ અજ્ઞાનથી જ થાય એમ મને તો ભાસે છે. અસ્પૃશ્યોના કરતાં બીજા વધારે મેલા હોય છતાં જાહેર કુવેથી પાણી ભરે છે. ધાવણા બચ્ચાની માનો ધંધો મેલો છે, દાક્તરનો મેલો છે, છતાં તેમને આપણે માન આપીએ છીએ. પોતાનું કામ પૂરૂં કર્યાં પછી તેઓ સાફ થાય છે એમ કહેવામાં આવે, તો અસ્પૃશ્ય પણ ઘણા કુવે જતા પહેલાં સાફ થઇ જાય છે. પણ જો નથી થતા તો દોષ આપણો છે. આપણે તેમનો તિરસ્કાર કરી, તેમને ગામથી દૂર રાખી, તેમને સારૂ સાફ રહેવાનાં સાધનો પણ અલભ્ય કે દુર્લભ કરી તેઓને દોષ દેવો એ અન્યાયની પરિસીમા છે. આપણી શિથિલતા ને આપણા જુલમને લીધે તેઓનામાં જે દોષોએ ઘર કર્યું છે તેને દૂર કરવામાં તેઓને મદદ કરવી એ આપણું કર્તવ્ય છે; અને તે ન કરવું છતાં હિંદુસ્તાનની સ્વતંત્રતા ઇચ્છવી એ તો સૂર્યની તરફ પીઠ રાખી સૂર્યનાં દર્શન કરવાની આશા રાખવા સમાન છે.

# અન્ત્યજ પરિષદ

ગોધરા પરિષદ પછી આપણે અન્ત્યજ પરિષદ દર વખતે ભરતા આવ્યા છીએ. પણ આ વર્ષે તેનું મહત્ત્વ વધારે છે. તેનું એક કારણ તો એ કે મામા સાહેબ ફડકે તેના પ્રમુખ છે. બીજું એ કે હું છૂટ્યો છું. મેં બારડોલી પાસે ને ગુજરાત પાસે માગ્યું હતું કે અસ્પૃશ્યતાનો નિકાલ તો તુરત કરવો જ જોઈએ. હજુ નથી થઈ શક્યો તેમાં દોષ તો દૈવનો જ કાઢીએ. હિન્દુ પ્રજાની રગેરગમાં અસ્પૃશ્યતાનું પાપ પસરી ગયું છે. એટલે પાપને જ પુણ્ય માની બેઠા છીએ. જેને આખું જગત પાપરૂપે જોઈ રહ્યું છે ને જેને લીધે હિન્દુ જાતિ આજે આખા જગત આગળ તિરસ્કૃત છે, તે દોષ આપણે જોઈ જ નથી શકતા. પેટલાદ પાસે એક હૃદયદ્રાવક કિસ્સો બન્યો તે વિષે એક ભા  નીચે પ્રમાણે હકીકત જણાવે છે:

"એક અન્ત્યજને તા. ૧-૫-૨૪ને રોજ નીચે પ્રમાણે માર પડેલો: તે પેટલાદ સ્ટેશને ગાડીના એક ખાનામાં બેઠેલો. સાથેના ખાનામાં કેટલાક વાણિયા બેઠેલા. હેડને બેઠેલો જોઇ એક જણે ઊઠીને તેને તમાચો માર્યો. બિચારો જીવ લઇ નાઠો પણ તેનો પીછો તે લોકોએ ન છોડયો. તેને પકડી એટલો બધો માર માર્યો કે તેની સીમા ન રહી. અંત્યજોદ્ધારનું કામ જો મહાસભાનું એક અંગ ન હોત તો બિચારાની શી સ્થિતિ થાત તે કહી શકાતું નથી. ત્રણ ચાર મુસલમાન ને ત્રણ ચાર હિન્દુ વચ્ચે પડી બિચારાને છોડાવે. જેમ જેમ છોડાવે તેમ પેલા મારવા દોડે. એ માર જોઇ અમારી આંખમાં આંસુ આવ્યાં. તમે હાજર હોત તો તમારા આત્માને કેટલું દુ:ખ થાત તેનો વિચાર કરી શકતો નથી."

આવો કિસ્સો આજે પણ બની શકે છે ને તે પેટલાદ સ્ટેશન પર! આવો આ એક જ દાખલો નથી. જ્યાં ત્યાં હજુ આવી ક્રૂરતાનો અનુભવ થયાં કરે છે. આવી દયામણી હાલત અટકાવવાને સારૂ દરેક મહાસભાના હિન્દુએ અન્ત્યજરક્ષક બની જવું જોઇએ ને જ્યાં ટ્રેનમાં અન્ત્યજ જોવામાં આવે ત્યાં તેની પૂરી રક્ષા કરવા તૈયાર રહેવું ઘટે. અન્ત્યજ ઉપર પડતો માર પોતે પોતાની ઉપર વહોરી લેવો એ સહેલામાં સહેલો રસ્તો છે. પણ એ ઇલાજથી દરદ નાબૂદ નથી થતું. દરદ મટાડવા સારૂ અસ્પૃશ્યતાનિવારક પ્રવૃત્તિ વ્યાપક થવી જોઇએ. વ્યાપક તો જ થાય જો મહાસભાના સભ્યો સાચા થાય. તેઓમાં જ હજુ અસ્પૃશ્યતાનો રોગ ઘર કરી રહ્યો છે. મહાસભાના જ કેટલાક સભ્યો અન્ત્યજોને રાષ્ટ્રીય શાળાઓમાં સ્થાન નથી આપતા; તેઓનો વિશ્વાસ મોળો છે. અન્ત્યજ પરિષદ એવા શંકા પડતા

માણસોને મહાસભામાંથી નીકળી જવાને વીનવે અને અન્ત્યજોમાં પ્રવૃત્તિ વધારે. તેઓને મુસાફરી બાબતની અગવડો કેવી પડે છે તેની તપાસ કરે ને પછી તેનો ઈલાજ શોધે. પોતાની રક્ષા કેમ કરવી એ તેઓને જણાવે.

તેઓમાં નિશાળો વધારવી, કંતામણ, વણાટ વગેરે વધારવાં, દારૂ વગેરેનો ત્યાગ કરવાનું સૂચવવું, વગેરે કાર્યો તો તેને અંગે રહ્યાં જ છે. એકેએક કાર્યમાં વિઘ્ન તો છે જ, પણ જો આ કાર્યને સારૂ દૃઢ સ્વયંસેવકો મળી જાય તો થયું છે તેના કરતાં ઘણું વધારે થઇ શકે. અન્ત્યજ પરિષદ સાચા સેવકોમાં વધારો કરી શકે તો એ કામ જ ઘણું કિંમતી ગણાશે.

# અન્ત્યજોને સંદેશ

અન્ત્યજ પરિષદના પ્રમુખશ્રી મામા સાહેબ ફડકેને ગાંધીજી તરફથી નીચેનો પત્ર મળ્યો છે:

અસ્પૃશ્યતાનો પ્રશ્ન દિવસે દિવસે પોતાનું મહત્ત્વ વધારતો જાય છે ને તેમજ હોવું જોઇએ. અસ્પૃશ્યને વટાવવાના વિચારથી તમે અને હું — એ આપણે બન્ને તો જાણીએ જ છીએ — પ્રવૃત્ત થયા નથી. અસ્પૃશ્યતાનિવારણમાં સ્વરાજની ચાવી છુપાએલી ભલે હોય, પણ એ પ્રશ્ન મુખ્યત્વે ધર્મનો જ છે. અસ્પૃશ્યતાને કાયમ રાખીને હિન્દુધર્મ ન જ નભી શકે એવો મારો વિશ્વાસ દિવસે દિવસે વધતો જાય છે. અસ્પૃશ્યતાને દૂર કરવાનો પ્રયત્ન કરતાં આપણે શુદ્ધ થઇએ છીએ, અસ્પૃશ્યને શુદ્ધ કરતા નથી. આપણા આ કાર્યમાં હું તો સ્વરાજ્યરૂપી સ્વાર્થને જરાય સ્થાન ન દઉં ખરું છે કે મહાસભાના કાર્યમાં તેને સ્થાન આપવામાં મારો હાથ છે; પણ તે રાજ્યપ્રકરણની દૃષ્ટિએ નહિ, કેવળ ધાર્મિક દૃષ્ટિએ. તેના નિવારણ વિના સ્વરાજ ન જ મળે એ સિદ્ધાન્ત છે એમ લોકોને બતાવવા તેને મહાસભાના કાર્યમાં સ્થાન છે. પણ આજે સ્વરાજ મળે એમ બની શકતું હોય તોપણ અસ્પૃશ્યતાના નિવારણનો પ્રશ્ન આપણી પાસે રહ્યો જ છે. મને કોઇ કહે કે અસ્પૃશ્યતાની વાત છોડ તો સ્વરાજ આપું, તો તેને હું ક્ષણભર પણ થોભ્યા વિના જવાબ આપું, 'મારે એવું સ્વરાજ ન જોઇએ'. અસ્પૃશ્યતાને સંઘરવી એ મારે સારૂ હિન્દુપણાનો ત્યાગ છે. પરિષદને વખતે મારૂં શરીર તો જુહુમાં હશે, પણ મારો આત્મા તમારી નજીક હશે એ ખચિત માનજો.

# અસ્પૃશ્યતા અને સ્વરાજ

એક જણ ગંભીરતાથી લખે છે:

"'અસ્પૃશ્યતા' શબ્દ મને તો વિચિત્ર લાગે છે. કારણ 'સ્પૃશ્ય' એવા કોઇ ખાસ લોકો સામાન્ય રીતે છે જ નહિ. જરૂર હોય તે સિવાય ભાગ્યે જ કોઇ બીજાના શરીરને સ્પર્શ કરે છે. કહેવાતા 'અસ્પૃશ્યો' સિવાયના બીજાઓમાં પ્રથા એવી છે કે એકબીજા પોતપોતાની પાસે આવતાં અથવા પાસેથી જતાં કંઇ વાંધો લેતા નથી. બસ, આટલું જ. બાકી કોઇ માણસ જાણીજોઇને બીજાના શરીરને અડકતો નથી જ. એમજ 'અસ્પૃશ્ય'ને પોતાને રસ્તે જવા દઇ દરેક જણ પોતપોતાને રસ્તે પડે તો આ કઠણ પ્રશ્નનું નિરાકરણ ન થયું કહેવાય?

"મને ખાત્રી છે કે અસ્પૃશ્યતાનું પાપ ધોવાને માટે 'અસ્પૃશ્ય'ની પાસે ખસૂસ જઇ તેને અડવાનું આપ મને કહેતા નથી. અને જો સાક્ષાત સ્પર્શની આવશ્યકતા ન હોય તો આ પાપને 'અસ્પૃશ્યતા' કહેવાનો અર્થ શો? આપ અસ્પૃશ્યતા શબ્દ વાપરો છો તેથી એવું સૂચવાય છે કે તે પાપ મટાડવાને સાક્ષાત સ્પર્શ કરવો જ જોઇએ. અને મને લાગે છે કે આપની હીલચાલ સામેનો જૂના વિચારવાળાઓનો વિરોધ થોડોઘણો આ જ કારણે છે. મને નથી લાગતું કે મારા ભાઇનો પણ હું ઘણી વાર સ્પર્શ કરતો હોઉં. ખરી રીતે તો આ પ્રશ્નનું હું નિરાકરણ કરવા માગતો હોઉં તોપણ મારે બીજા માણસનો સ્પર્શ કરવો આવશ્યક નથી અને હિતકર નથી, એટલે મને લાગે છે કે 'દૂરતા' શબ્દ જ એ સમાજની સ્થિતિ વધારે સાચી રીતે વ્યક્ત કરે છે. અને આ દૂરતા ન મટે, સહિષ્ણુતાની વૃત્તિ અન્તરમાં ન પ્રગટે, ત્યાં સુધી ગમે તેટલી બાહ્ય સ્પૃશ્યતા વધવાથી કાંઇ લાભ થવાનો નથી.

"વળી, આ પાપને સ્વરાજની સ્થાપના સાથે શો સંબંધ છે તે હું સમજી શકતો નથી. હિન્દુ સમાજના અનેક દૂષણોમાં આ દૂરતા એ એક દૂષણ છે—કદાચ સૌથી મોટું દૂષણ હોય. પણ જ્યાં સુધી સમાજ હસ્તી ભોગવે છે ત્યાં સુધી આવાં પાપો પણ ચાલુ રહેવાનાં છે, કારણ કોઇ સમાજ દૂષણ વિનાનો નથી. આ દૂષણ સ્વરાજ મેળવવામાં શી રીતે વિઘ્નરૂપ છે અને સ્વરાજને માટે લાયક થવાને આ પાપ દૂર કરવાનું પહેલી શરત તરીકે આપે શા સારૂ રાખ્યું છે? સ્વરાજ મળ્યા

પછી હાલની સ્થિતિ, લોકોની ઇચ્છાથી નહિ તો કાયદો કરીને ન સુધારી શકાય ?

"હિન્દુમુસલમાન ઐક્ય કાયમ થાય તેની અનિવાર્ય આવશ્યકતા હું સારી રીતે સમજી શકું છું. કારણ બન્ને કોમો વચ્ચેના ઝગડાનો સરકાર લાભ લે અને આપણી માગણી ચાહે ત્યાં સુધી પાછી ઠેલ્યાં કરે એવો સંભવ છે. અસ્પૃશ્યતાના પ્રશ્નનું સામાજિક, ધાર્મિક અને માનવદયાનું સ્વરૂપ પણ હું સમજી શકું છું. પણ એ પ્રશ્નને જેના નિરાકરણ વિના સ્વરાજ અશક્ય થઇ પડે એવો રાજકીય પ્રશ્ન બનાવી કેમ મૂકાય એ મારા સમજ્યામાં આવતું નથી."

શબ્દને વિષે મારે કશો કજિયો નથી. જે પ્રથાથી હિન્દુઓનો મોટો ભાગ પશુના કરતાં પણ અધમ સ્થિતિએ ઉતરી પડ્યો છે તે પ્રથાને વિષે મારા રોમેરોમમાં ઘૃણા વ્યાપેલી છે. બિચારા અન્ત્યજને—'અસ્પૃશ્ય' શબ્દ નથી વાપરતો—તેને રસ્તે જવા દેવામાં આવે તો તે પ્રશ્નનું ઘણુંયે નિરાકરણ થાય, પણ દુઃખની વાત છે કે તેને નથી વિચારશક્તિ કે નથી તેને માટે કોઇ રસ્તો. પશુને પોતાના માલિકની મરજી સિવાય કાંઇ વિચારશક્તિ કે રસ્તો હોય છે ખરો ? અન્ત્યજને માટે કોઇ એવી જગ્યા છે કે જેને તે પોતાની કહી શકે ? જે રસ્તા તે સાફ કરે છે અને જેની ઉપર ચાલવાને તે પોતાનો પરસેવો પાડીને કર આપે છે તેની ઉપર ચાલવાનો તેને અધિકાર નથી ! બીજા જે પહેરેઓઢે તેવું પહેરવાઓઢવાનો પણ તેને અધિકાર નથી. પત્ર લખનાર સહિષ્ણુતાની વાત કરે છે. આપણા અન્ત્યજ ભાઇઓના તરફ આપણે સહિષ્ણુ છીએ એમ કહેવું એ તો ભાષાનો વ્યભિચાર કહેવાય. આપણે તેમને

અધમ બનાવ્યા છે અને તેમની ઉન્નતિની વિરૂદ્ધ તે અધમતાને કારણ ગણતાં આપણે શરમાતા નથી.

મારે મને સ્વરાજ એટલે દેશના અલ્પમાં અલ્પ બન્ધુને માટે સ્વતંત્રતા. આપણે બધા જ્યારે પરતંત્રતાનું દુઃખ ભોગવીએ છીએ ત્યારે જ જો અન્ત્યજની સ્થિતિ ન સુધરે તો સ્વરાજના નશામાં તો તે નથી જ સુધરવાની. સ્વરાજની શરત તરીકે મુસલમાનની સાથે શાન્તિ કરી લેવાની જરૂર હોય તો આપણે ન્યાય અથવા સ્વાભિમાનનો દાવો કરી સ્વરાજની વાતો કરીએ તે પહેલાં અન્ત્યજને પણ શાન્તિ આપવાની જરૂર છે. અંગ્રેજની જુંસરીથી જ હિન્દુસ્તાનને બચાવવામાં મને રસ નથી. મારી તો હિન્દુસ્તાનને કોઈ પણ જુંસરીથી છોડાવવાની ટેક છે. ભૂત કાઢીને પલિત સ્થાપવાની મારી જરાયે ઇચ્છા નથી. એટલે જ મારે માટે તો સ્વરાજની પ્રવૃત્તિ એ આત્મશુદ્ધિની પ્રવૃત્તિ છે.

# હું હાર્યો

કોઇ વાર સજ્જનો આવી મારી સાથે શાસ્ત્રસંવાદ કરવા માગે છે. 'અસ્પૃશ્યતા વિષે બીજા ભલે ગમે તેમ કહે કે કરે પણ તમારે તો એનો ઉચ્ચાર સરખોયે ન કરવો જોઇએ, કેમકે તમે ધર્મને નામે વાતો કરો છો. તેથી લોકો તમારાથી છેતરાય છે. જો અસ્પૃશ્યતાને શાસ્ત્રે પાપ માન્યું હોય તો શાસ્ત્ર બતાવી પૂરવાર કરો. નહિ તો હું વેદમાંથી બતાવી શકું છું કે અસ્પૃશ્યતાને તેમાં સંપૂર્ણ સ્થાન છે. જો અસ્પૃશ્યતા જાય તો સનાતન ધર્મનો લોપ થાય.' આવાં વેણ એક સ્વામીએ આવીને મારી પાસે કાઢ્યાં.

હું ગભરાયો. મેં તો આટલો જ જવાબ વાળ્યાં કર્યો: 'હું તો વાદવિવાદ કરવામાં હમેશાં મને હારેલો જ સમજું છું. હું તમારી સાથે શાસ્ત્રાર્થ નહિ કરી શકું ને પ્રથમથી જ કબૂલ કરું છું કે હું તમારાથી વાદ કરવામાં હારી જાઉં. છતાં એમ કહ્યાં જ કરીશ કે અસ્પૃશ્યતા એ હિન્દુધર્મમાં મહાપાપ છે.' આથી કાંઇ હું સ્વામીજીને સંતોષ ન આપી શક્યો. મારા મનની સાથે મેં પૂરો સંતોષ માન્યો. આવો ટૂંકો જવાબ

આપી હું તો ઉગરી ગયો એમ મને લાગ્યું. સ્વામીજી આવ્યા ત્યારે હું મારા 'યંગ ઇન્ડિયા 'ના ને 'નવજીવન 'ના વાંચનારને રીઝવવાના નિત્યકર્મમાં રોકાએલો હતો. એક ક્ષણ પણ વાતમાં ગાળવા તૈયાર ન હતો. તેથી 'નન્નો' તો મને રામબાણ જેવી દવા લાગી. આપણા વડવાઓએ કેટલુંક અનુભવશાસ્ત્ર શીખવ્યું છે તે મારે સારૂ બસ હતું. 'એક નન્નો છત્રીસ રોગને હરે' એ કહેવતનો અમલ મેં ઘણી વાર કર્યો છે ને મને તો લાગ્યું છે કે એક નન્નો છત્રીસ જ નહિ પણ છત્રીસ સો રોગને હરનારો છે.

શાસ્ત્રાર્થનો ધંધો વકીલના ધંધા જેવો છે. શાસ્ત્રાર્થવાદી કાળાનું ધોળું કરી બતાવે છે એ કોણે નથી અનુભવ્યું? ઘણા વેદવાદરત પ્રાણી વેદમાંથી અનેક વસ્તુ સાબિત કરે છે. બીજા પણ એ જ નામે ઓળખાતી તેથી વિરુદ્ધ વસ્તુ એટલા જ આગ્રહથી સિદ્ધ કરે છે.

મારા જેવા પ્રાકૃત મનુષ્યોને એક સહેલો રસ્તો જે મેં અનુભવ્યો છે તે બતાવવા ઇચ્છું છું. દરેક ધર્મનો વિચાર કરીને મેં દઢભાજક કાઢ્યો છે. કેટલાક સિદ્ધાંત અચલિત જેવા માલમ પડે છે, અનુભવ તેનો અનાદર નથી કરી શક્યો. ભક્ત તુલસીદાસે અર્ધ દોહામાં કહી દીધું કે 'દયા ધર્મકા મૂલ હૈ'. 'સત્ય સિવાય બીજો ધર્મ જ નથી' એ સનાતન વાક્ય છે. કોઇ પણ ધર્મે આ સૂત્રોનો ઇનકાર નથી કર્યો. દરેક સૂત્ર જેને વિષે શાસ્ત્રવાક્યનો દાવો કરવામાં આવે તેને સત્યરૂપી એરણ ઉપર દયારૂપી હથોડા વતી ટીપી જોવું. જો તે નક્કર લાગે ને તૂટી ન જાય તો ગ્રાહ્ય માનવું, તેમ ન લાગે તો હજારો શાસ્ત્રવાદીઓની સામે 'નેતિ' 'નેતિ' કહ્યાં

કરવું. અખાની અનુભવવાણીમાં શાસ્ત્રાર્થ એ 'અંધારો કુવો' છે. તેમાં પડે તે ગોથાં ખાધાં જ કરે. આત્મા એક છે. શરીરમાત્રમાં તે જ રહેલો છે. ત્યાં અસ્પૃસ્ય કોણ હોઇ શકે ?

અસ્પૃશ્યતાનો અર્થ પણ સમજી લઇએ. રજસ્વળા સ્ત્રી અસ્પૃશ્ય છે, સ્મશાનેથી આવેલો મનુષ્ય અસ્પૃશ્ય છે, મેલું ઉપાડ્યા પછી સ્વચ્છ ન થયો હોય તે અસ્પૃશ્ય છે. એ અસ્પૃશ્યતા તો આપણે માબાપ પ્રત્યે પણ પાળીએ છીએ. પણ રજસ્વળા માતા માંદી હોય ત્યારે દીકરો તેની સેવા ન કરે તો નરકવાસી બને, પછી ભલે તે પણ અસ્પૃસ્ય બને. મેલું ઉપાડનાર બધા અંત્યજ છે. તેઓ મેલું ઉપાડીને ન નહાય ને આપણે તેમને અડીને નહાવું હોય તો નહાઈએ, પણ એવા સાદા ને વહેવારૂ વિચારમાંથી અંત્યજ જાતિ પેદા કરવી, તેને નોખા વાડામાં પૂરવી, તેને જાનવર કરતાં પણ વધારે ત્યાજ્ય ગણવી, તે મરો કે જીવો તેનો ખ્યાલ પણ ન કરવો, તેના ખોળામાં એઠું કે કોહેલું ખાવાનું ફેંકવું, તેનાં છોકરાંને ભણાવવા ના પાડવી, તેને વ્યાધિ થાય તો તે દૂર કરવામાં મદદ ન આપવી, તેને મંદિરમાં ન પેસવા દેવા, તેને કુવે પાણી ન ભરવા દેવું — એ ધર્મ ન હોય પણ એ અધર્મ જ હોય. એને હિન્દુધર્મનું અંગ માનીને આપણે હિન્દુધર્મની જડ ઉખેડવા બેઠા છીએ.

આવી અસ્પૃશ્યતા આત્મઘાતક છે. એ અસહિષ્ણુતાની પરિસીમા છે. એ દૂર કરવાને સારૂ પ્રયત્ન કરવો ને તેમ કરતાં મરવું એ દરેક હિન્દુનો પરમ ધર્મ છે એ વિષે મને લવલેશ પણ શંકા નથી.

# ધર્મની કસોટી

વઢવાણની રાષ્ટ્રીય શાળા ઉપર વાદળ ઘેરાયું છે. એ વાદળ વીખરાઓ કે વધો ને છેવટે શાળા ઉપર તૂટી પડો, પણ આ અવસર શાળાની કસોટીનો છે.

મારી સમજ એવી છે કે શાળા સ્થપાઇ તે વેળા જ અન્ત્યજને દાખલ કરવાનો પ્રશ્ન ઊઠયો હતો અને એ શાળામાં અન્ત્યજ પણ દાખલ થઇ શકે એવો નિશ્ચય વ્યવસ્થાપકમંડળે કરેલો. તે શાળાના મકાન સારુ પૈસા અપાયા તે પણ અન્ત્યજને દાખલ કરવાના છે એ સમજની સાથે.

હવે તેમાં અન્ત્યજ બાળકોને દાખલ કરવાનો સમય આવ્યો છે ત્યારે અનેક પ્રકારના સવાલો ઊઠયા લાગે છે. અન્ત્યજો આવે તો સમિતિના સભ્યો નીકળી જાય, માબાપો પોતાના બાળકોને ખેંચી લે, શિક્ષકો રાજીનામાં આપે. એ બધું બને તોપણ જે શિક્ષકને કે માબાપને ધર્મ વહાલો હોય તે ધર્મપંથથી એક તસુ પણ ન હઠે.

મારી અલ્પ મતિ પ્રમાણે આ પ્રસંગે ધર્મ શો છે એ વિષે બે મત ન હોઇ શકે. મૂળ પ્રતિજ્ઞાનું પાલન એ જ ધર્મ છે. એવી એક પણ નવી સ્થિતિ પેદા નથી થઇ કે જેથી ધર્મ શો છે એ વિષે શંકા હોઇ શકે. એ શાળા ઉપર જેટલો બીજાઓનો હક છે તેટલો જ અન્ત્યજોનો છે. આપણે કોરટે જનાર હોઇએ તો કોરટ પણ એક જ ફેંસલો આપે, ને તે

એ કે શિક્ષકો અને વ્યવસ્થાપકો અન્ત્યજ બાળકોને શાળામાં લેવા બંધાએલા છે. જે વ્યવસ્થાપક કે શિક્ષક તેમાં આનાકાની કરે તે દાન આપનારનો વિશ્વાસઘાત કરે.

મહાસભાના અનુયાયી અથવા સહાયકને સારૂ તો અસ્પૃશ્યતાભંગ એ રાષ્ટ્રનો અચલિત સિદ્ધાંત થઇ પડ્યો છે. આ પ્રશ્ન પ્રજાની આગળ ૧૯૨૦ની સાલથી પડ્યો છે. તેમાં ફેરફાર સૂચવવાની કોઇની હિંમત નથી ચાલી. એ સિદ્ધાંતને વળગી રહેવા સારૂ વિદ્યાપીઠે પોતાની હસ્તી જોખમમાં મૂકી હતી. એ સિદ્ધાંતને વળગી રહેવા સારૂ તિલક સ્વરાજ ફંડ ઉઘરાવનારાઓએ લખાએલાં ઉઘરાણા જતાં કર્યાં હતાં. એ જ સિદ્ધાતને અનુસરવા, ધર્મને જાળવવા સારૂ વઢવાણના ધાર્મિક વ્યવસ્થાપકો, શિક્ષકો અને બીજા શહેરીઓ તૈયાર રહો એમ હું ઇચ્છું છું.

વઢવાણના શહેરીઓ શાણા છે. તેઓ ઉદાર છે. તેઓ ધર્માંધ નથી પણ ધર્માળ છે. એવી અસર તેઓએ મારી ઉપર હમેશાં પાડી છે. એ શહેરમાં અન્ત્યજનો તિરસ્કાર ન હોવો જોઇએ. એ શહેરના રાષ્ટ્રીય શાળા અન્ત્યજને વધાવો, તેને ઉત્તેજન આપો, જ્યાં અન્ત્યજ આવતા હોય ત્યાં પોતાના છોકરાંઓને મોકલવામા માબાપો ધર્મ માનો. મારી તેમને વિનંતિ છે કે તેઓ આ બાબતનો પુખ્ત અને કેવળ નીતિને ધોરણે વિચાર કરે ને થએલી પ્રતિજ્ઞાનું પાલન કરે.

શાળાને અંગે સામાન્ય નિયમોમા ફેરફાર થઇ શકે, પણ શાળા જે સિદ્ધાંતો ઉપર રચાઈ છે તે સિદ્ધાંતોમાં ફેરફાર કરવા કોઇ સમર્થ નથી. એ શાળા તો અમુક કાર્યને સારૂ અંકિત થઇ છે. એ આંક તો છુરીના લેખ જેવા અચલિત

ગણાય. વધારેમાં વધારે આટલું જ થઇ શકે. જે માબાપોને ધર્મનો બાધ હોય તે પોતાનાં બાળકોને પાછાં ખેંચી શકે છે. પણ વ્યવસ્થાપકોને કે શિક્ષકોને નીકળવાનો અવકાશ જ નથી. તેઓએ તો એક જ અન્ત્યજ હોય તો તેને સારુ શાળા ચલાવવા કટિબદ્ધ રહેવું જોઇએ. તેમાં જ શાળાનું, શિક્ષકોનું, વ્યવસ્થાપકોનું ને વઢવાણનું મહત્ત્વ છે.

અરે ! આ મહાન સ્વરાજના — ધર્મના યુદ્ધમાં આવી અનેક વિટંબણાઓ આવશે. આ યુદ્ધમાં આપણે બે જ સાધનો સેવવાનો નિશ્ચય કર્યો છેઃ સત્ય ને અહિંસા. જો શાળાના સિદ્ધાંતને બદલવામાં આવે તો સત્યનો અને અહિંસાનો ત્યાગ થયો ગણાય. ધનનો, માનનો, કુટુંબનો, પ્રાણનો ત્યાગ કરવો પણ સત્યનો—અહીં પ્રતિજ્ઞાનો ને અહિંસાનો—અહીં અન્ત્યજો પ્રત્યેના પ્રેમનો ત્યાગ કદી ન કરાય એવું સર્વ ધર્મનું દોહન છે. તેના પાલનમાં કચાશ એટલી ધર્મમાં કચાશ ગણાય. બધા છોકરાઓ નિશાળ છોડે તેથી ધર્મને હાનિ નથી, સ્વરાજને આંચ નથી, વઢવાણને નામોશી નથી પણ જો બીજાં બાળકો જવાની બીકથી અન્ત્યજ બાળકોનો તિરસ્કાર થાય તો ત્રણેને નામોશી પહોંચે તેમ છે.

અસ્પૃશ્યતા એ મહાપાપ છે એ સિદ્ધ કરવાપણું હવે ન હોય એમ મારી માન્યતા છે. મહાસભાના સભ્યો, સ્વરાજના રસિયાને એ વિષે શંકા હવે હોય જ નહિ.

વઢવાણના શહેરીઓ ધર્મ રક્ષો, વ્યવસ્થાપકો ને શિક્ષકો પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરો એવી તેમની પાસે મારી દીન યાચના છે. તેમને એટલું બળ મળો એવી ઇશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે.

# ગાંધીજીનાં તાતાં તીર*

અસ્પૃશ્યતા એ તો હિંદુધર્મમાં મહાપાપ છે. જેમ કાળચક્ર ફરે છે તેમ હિંદુધર્મની કસોટી થતી જાય છે. એ કસોટીમાં નાપાસ થાય તો હિંદુધર્મ દુનિયામાંથી નીકળી જવાનો છે એ વિષે મારા મનમાં લવલેશ શંકા નથી. આપણી આગળ સવાલ એ છે કે આપણે હવે શુદ્ધ થવું છે કે બીજાને અસ્પૃશ્ય રાખીને પોતે જગતમાં અસ્પૃશ્ય બનવું છે? દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં અને અહીંઆં હિંદુસ્તાનમાં પણ આપણે અસ્પૃશ્ય બન્યા છીએ. અહીંઆં અંગ્રેજોનાં થાણાંમાં આપણને પેસવાની મનાઇ છે. અંગ્રેજો એ અહીં આવીને જ શીખ્યા છે. એમણે જોયું કે 'અહીંઆં કંઇક વિચિત્ર ધર્મ છે, એક માણસને અડકતા બીજો માણસ અભડાઇ જાય છે, એકનો છાંયો પણ બીજો લેતો નથી. આપણે પણ એ જ રીતે ચાલીએ નહિ તો જોખમમાં આવી પડશું' આમ માનીને તેમણે પોતાના વાડા તૈયાર કર્યા. એમાં એમનો દોષ છે એમ મને જરા યે નથી લાગતું. આપણે જ તેઓને અસ્પૃશ્યતા શીખવી છે.

---

* શિક્ષણ પરિષદ વખતેના ભાષણમાંથી

# અન્ત્યજો પ્રત્યે તિરસ્કાર

અન્ત્યજો પ્રત્યે તિરસ્કારના દાખલા જેટલા કાઠિયાવાડથી આવે છે તેટલા ગુજરાતના બીજા ભાગમાંથી નથી આવતા. કાઠિયાવાડથી આવતા અન્ત્યજ ભાઇઓ એવી ખબર આપે છે ને બીજાઓ તેને પૂરવાર કરે છે. એક ગૃહસ્થ લખે છે, 'કાઠિયાવાડની રેલગાડીઓમાં અન્ત્યજોને હજુ હતી તેવી જ વિટંબણા સહન કરવી પડે છે.' તેઓને ગાડીમાં બેસવા દેતા નથી. બેસે છે તો ઉતારૂઓ દૂર બેસાડે છે, તુંકારે છે, ગાળો દે છે. તિરસ્કાર પણ ધર્મનું અંગ જ ગણાતું હશે કેમકે આવી વર્તણુક ચલાવનારામાં તિલકધારી પણ હોય છે. આ તિરસ્કાર કંઇ મેલને લીધે પણ નથી હોતો, કેમકે જો અન્ત્યજ ભાઇ જરા જૂઠું બોલે તો તેનું કામ નિભે છે એટલું જ નહિ પણ તેને માન પણ મળે છે. તેણે માત્ર ઠાકર, રાઠોડ કે એવી જાતિ ધારણ કરવી જોઇએ. એટલે જે સહન કરવું પડે છે તે સત્યવાદીને. અન્ત્યજ ભાઇઓ જૂઠાણું કરીને ક્ષણિક સુખ ભોગવવા નથી ઇચ્છતા એને સારૂ તેમને ધન્યવાદ ઘટે છે. એમ કરી તેઓ અવગણના કરનારના કરતાં વધારે ગુણવાન છે એવું પણ સિદ્ધ કરે છે. રેલ્વેના અમલદારો જો દયાળુ થાય તો નિરપરાધી અન્ત્યજોની રક્ષા કરી શકે છે. ઉતારૂ માત્ર કંઇ અન્ત્યજોના તિરસ્કાર કરનાર હોતા નથી. જેઓને તિરસ્કાર નથી તેઓએ અન્ત્યજોના રખેવાળ બનવું જોઇએ. ખાદીની ટોપી પહેરનારને જોઇને તો અન્ત્યજને પોતાના રક્ષણને વિષે બેફિકર થવાનું હોય એવી તેને પ્રતીતિ પડવી જોઇએ.

# પાટીદારો અને અન્ત્યજો

અન્ત્યજ ભાઈઓ તરફથી પાટીદારોની સામે ફરિયાદો આવ્યાં જ કરે છે. કોઈ ભાઈએ મને કેટલીક કાપલીઓ મોકલી છે જેમાં નામઠામ સહિત વિગતો આપી છે. તે ઉપરથી જણાય છે કે જે અંત્યજોએ ઘણાં વર્ષથી મુએલાં ઢોર ઘસડી જવાનું કામ છોડી દીધું હતું તેઓને મારીઝૂડીને તેઓની પાસેથી કામ લેવામાં આવ્યું.

જો આ હકીકત ખરી હોય તો આ સ્વદેશી ડાયરશાહી થઈ ગણાય; અને તે કેટલેક દરજ્જે પરદેશીના કરતાંયે ખરાબ. પરદેશીમા તો લોકોના દોષનું થોડુંયે બહાનું હતું. અહીં તો તેવું કંઈ જ ન મળે. પરદેશીઓના સંખ્યા ઘણી જ ઓછી, તેથી તેમને સામાન્ય રીતે ભય પણ રહ્યો. પણ આ સ્વદેશી ડાયરશાહીમાં તો પાટીદારો ઘણા ને અંત્યજો સંખ્યામાં થોડા, બળમાં અને બુદ્ધિમાં પણ હીન; તેમની ઉપર જુલમ થાય એ તો કીડી ઉપર કટક ચઢવા બરોબર થયું.

પાટીદાર અને બીજા કહેવાતા ઉંચ વર્ણોએ પોતાનું કર્તવ્ય વિચારવું રહ્યું છે. કોઈની ડાયરશાહી હવે લાંબો વખત નભવાની નથી. સત્ય, ન્યાય ને અહિંસા જ નભશે. અન્યાય, અસત્ય ને હિંસા — ભલે પછી તે સ્વદેશી હોય તોપણ — કદિ નભવાનાં નથી.

આપણે અત્યારે ઇન્સાફ માગીએ છીએ, ગુલામીમાંથી છૂટવા ઇચ્છીએ છીએ. શું આપણે જ આપણા દોષો નહિ જોઇએ, નહિ દૂર કરીએ? જે પાટીદારોએ અંત્યજ ભાઇઓ ઉપર જુલમ ગુજાર્યો હોય તેમને સમજુ પાટીદારોએ વારવા જોઇએ. અંત્યજ ભાઇઓ તરફ પણ આપણું કર્તવ્ય છે એ લોકોએ સમજવું જોઇએ જેમ બીજા વર્ણોએ પોતાના ધંધા તજ્યા છે, જેમ બ્રાહ્મણોએ શિક્ષા છોડી નોકરી ઇત્યાદિ સ્વીકાર્યાં છે, જેમ ક્ષત્રીઓએ દાસત્વ વધાર્યું છે, જેમ દરજીઓએ પોતાનું કામ છોડી બીજા ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે, તેમ અંત્યજોને પણ પોતાનો ધંધો છોડવાનો અધિકાર છે.

ચમારનો ધંધો આજે બીજા લોકો પણ કરે છે. મુએલાં ઢોરોને ઠેકાણે પાડવામાં હું કાંઇ દોષ નથી જોતો. પણ બીજાઓને હું તે કામ કે બીજું કંઇ કામ કરવા ફરજ કેમ પાડું? અમુક ધંધો તો અમુક કોમ કે માણસ જ કરે એવો દુરાગ્રહ આપણે નહિ રાખી શકીએ. તેનું સીધું પરિણામ એક તો એ હોવું જોઇએ કે કોઇ પણ પ્રાથમિક ધંધો કરવામાં આપણે એબ ન સમજવી જોઇએ. વળી જ્યારે બીજા કોઇની ઉપર એવી ફરજ ન હોય ત્યારે કેવળ અંત્યજોનો શો દોષ? મને યાદ છે કે દક્ષિણમાં એક વેળા ભંગીઓ નારાજ થએલા. તેઓએ કામ બંધ કર્યું. બ્રાહ્મણોએ પોતાનાં પાયખાનાં પોતે જ સાફ કરવાનું શરૂ કર્યું એટલે ભંગીઓ હાર્યા. બીજાને હરાવવાનો એ જ ઉત્તમ રસ્તો છે. પોતે મૂંગે મોઢે અડચણ સહી લેવી ને તેને આત્મબળ વડે, સહિષ્ણુતા વડે દૂર કરવી. આ રસ્તે બંનેની ઉન્નતિ છે. પહેલામાં એકની તો ખરી જ પણ બન્નેની અવનતિ થાય.

# મહાન વિઘ્ન*

અસ્પૃશ્યતા એ સ્વરાજપ્રાપ્તિના માર્ગમાં બીજું મહાન વિઘ્ન છે. એનું નિવારણ એ હિન્દુમુસલમાન એકતાના જેટલું જ જરૂરી છે. આ પ્રશ્ન હિન્દુઓના ઘરનો છે અને તેમણે જ્યાં સુધી દલિત વર્ગોને મુક્તિ નથી આપી ત્યાં સુધી સ્વરાજ માગવાનો તેમને અધિકાર નથી. આ વર્ગોને કચરીને હિન્દુઓ પોતે પતિત બન્યા છે. ઇતિહાસકારો આપણને કહે છે કે હિન્દુસ્તાનનો દિગ્વિજય કરનારા આર્યોએ આ દેશના મૂળ વતનીઓને અત્યારે અંગ્રેજો આપણને કરે છે તેટલા જ કે કહાય એથીયે વધુ હડેહડે કરેલા અને તેમના પર જુલમ વર્તાવેલા. જો આ સાચું હોય તો માણસ જાતના એવા અસ્પૃશ્ય વર્ગ બનાવ્યાના પાપના યોગ્ય પ્રાયશ્ચિત્તરૂપે જ આજની ગુલામી આપણે કપાળે લખાઇ હશે એમ કહેવું અયુક્ત નથી. આ કલંકને આપણે હિન્દુઓ જેટલા સત્વર ભૂંસી કાઢીએ તેટલું આપણું કુશળ છે.

---

* બેલગામ મહાસભાના પ્રમુખપદેના ભાષણમાંથી

પણ આપણા ધર્માચાર્યો કહે છે કે આ અસ્પૃશ્યતા એ ઈશ્વરી નિર્માણ છે. હું પોતે હિન્દુધર્મનું કંઈક જ્ઞાન ધરાવવાનો દાવો કરનારો છું. મારી ગળા સુધી ખાત્રી થઈ ચૂકી છે કે આ બાબતમાં ધર્માચાર્યોનું કથન ભૂલભરેલું છે. પ્રભુએ અમુક સંખ્યામાં માણસ જેવા માણસને અસ્પૃશ્ય ઘડયો એમ કહેવું એ નર્યો ઈશ્વરદ્રોહ છે. માટે મહાસભામાં ભળેલા એકેએક હિન્દુની ફરજ છે કે તેણે આ અંતરાયને વહેલામાં વહેલો તોડી પાડવા એકે યત્ન બાકી મૂકવો નહિ. વાઈકોમના સત્યાગ્રહીઓ આ દિશામાં આપણા માર્ગદર્શક બન્યા છે, તેમણે નમ્રતાઈપૂર્વક છતાં દૃઢતાથી પોતાની લડત ચાલુ રાખી છે. તેમનામાં ધીરજ છે, હિમ્મત છે, શ્રદ્ધા છે અને જે કોઈ ચળવળમા આ ગુણો પૂરતા પ્રમાણમાં હોય તેની સામે ટકવા કોઈ સમર્થ નથી.

પણ અહીંઆં બીજી એક ચેતવણી આપી લઉં. આજ-કાલ આ દલિત વર્ગોને નામે રાજદ્વારી રમત રમવાની અને રાજદ્વારી નેમ સાધવાની કોશીશમાં એ વર્ગોનો ઉપયોગ કરવાની વૃત્તિ જોવામાં આવી છે. હવે અસ્પૃશ્યતાનિવારણ એ તો ઉચ્ચ વર્ણોના હિન્દુઓને સારૂ આત્મશુદ્ધિને અર્થે કરવાનું પ્રાયશ્ચિત્ત છે. શુદ્ધિ અસ્પૃશ્યોની નહિ પણ કહેવાતા ઉચ્ચ વર્ણોની પોતાની થવી જરૂરી છે. અસ્પૃશ્યોનો જ એવો કોઈ ખાસ દોષ નથી — મેલ અને ગંદકી સુદ્ધાં નહિ. આપણે કહેવાતા 'ઉચ્ચ' વર્ણો આપણી તુમાખીને લીધે આપણા પોતાના દોષો જોતા નથી અને આ આપણા દલિત ભાઈઓ જેમને આપણે દળતા આવ્યા છીએ અને હજુ દળીએ છીએ તેમનામાં રજનું ગજ ભાળીએ છીએ. ધર્મો પણ અત્યારે

પ્રજાઓની પેઠે જ ત્રાજવામાં તોળાઇ રહ્યા છે. ઇશ્વરી અનુગ્રહ કે સાક્ષાત્કારનો કોઇ ખાસ કોમ કે પ્રજાને ઇજારો નથી મળ્યો. જે કોઇ ખોજ કરે તેઓ કશા ભેદભાવ વગર એ અનુગ્રહનાં અધિકારી થાય છે અને તે પામે છે. એમાં જે ધર્મ અગર જાતિ અન્યાય, અસત્ય અગર બળાત્કારને વળગી રહેશે તે દુનિયા પરથી ખચિત ભૂંસાઇ જશે. ઇશ્વર જ્યોતિર્મય છે, અંધકારસ્વરૂપ નથી; પ્રેમમય છે દ્વેષરૂપ નથી; સત્યનારાયણ છે અસત્સ્વરૂપ નથી. ઇશ્વર એકલો જ મહાન છે, મહતો મહીયાન્ છે. આપણે એનાં પ્રાણીઓ તો અણુરેણુ છીએ, ધૂળ છીએ. આપણે નમ્ર બનતાં શીખીએ અને એણે સરજેલા ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવનો પણ દરજ્જો ઓળખીએ. કૃષ્ણ ભગવાને ચીંથરિયા સુદામાને આપ્યું તેવડું માન બીજા કોઇને ન આપ્યું. તુલસીદાસે ગાયું છે કે

दया धरमको मूल है देहमूल अभिमान ।

પ્રેમ એ જ ધર્મનો અગર આત્મબલિદાનનો પાયો છે અને આ નાશવંત દેહ એ જ અહંકાર અને અધર્મમાત્રનું મૂળ છે, સ્વરાજ આપણને મળો કે ન મળો પણ વેદોના તત્ત્વજ્ઞાનનો પુનરુદ્ધાર કરવાના અને તેને જીવનમાં ઉતારવાના મનોરથ ધરનાર હિન્દુઓએ તેમ કરતાં પહેલાં પોતાની તો શુદ્ધિ કર્યે જ આરો છે.

## રાજાઓને —*

બીજો અતિશય અગત્યનો વિષય અસ્પૃશ્યતાનો છે. અંત્યજવર્ગને મહાગુજરાતના બીજા ભાગો કરતાં કાઠિયાવાડમાં વધારે ખમવું પડે છે. તેઓને રેલગાડીમાં પણ દુઃખ દેવામાં આવે છે. રાજાઓ પરદુઃખભંજન ગણાય છે; તેઓ તો દુર્બળનું બળ હોવા જોઇએ. તેઓ અંત્યજોની વ્હારે નહિ ધાય? રાજા પ્રજાની આશીષે જીવે છે. અંત્યજોની આશીષના અધિકારી થઇ તેઓ પોતાના જીવનને સુશોભિત ન કરે? શાસ્ત્ર તો પોકારીને કહે છે કે બ્રાહ્મણ અને ભંગી વચ્ચે ભેદ ન હોય. બન્નેને આત્મા છે, બન્નેને પાંચ ઇંદ્રિય છે, બન્નેને આહારનિદ્રાદિ સામાન્ય છે. રાજાઓ ઇચ્છે તો અંત્યજોની હાલતમાં બહુ સુધારો કરી શકે છે અને પોતે અંત્યજોને ધાર્મિક ભાવથી સ્પર્શ કરી અસ્પૃશ્યતાને નિર્મૂળ કરી શકે છે. અંત્યજોને સારૂ સુંદર નિશાળો, કુવા વિગેરે કરાવી તેમના હૃદયના સ્વામી બની શકે છે.

---

* ત્રીજી કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખપદેના ભાષણમાંથી

# અસ્પૃશ્યતા*

મારે અસ્પૃશ્યતાને વિષે કાંઇ કહેવું એ નકામી વાત છે. હું અનેકવાર કહી ચૂક્યો છું કે મને આ જન્મમાં મોક્ષ ન હોય તો હું આવતે જન્મ ભંગી જન્મું એવી મારી આકાંક્ષા છે. હું વર્ણાશ્રમમા માનું છું અને તેને વિષે જન્મ અને કર્મ બંનેમાં માનું છું, પણ એ માનવાની ના પાડું છું કે ભંગી એ કોઇ પતિતયોનિ છે. મેં તો અનેક ભંગી જોયા છે જે પૂજ્ય છે અને બ્રાહ્મણોમાં એવા અનેક જોયા છે કે જેમની પૂજા કરવી એ ભારે મુશ્કેલીની વાત થઇ પડે હું બ્રાહ્મણ જન્મીને બ્રાહ્મણોની કે ભંગીની સેવા કરી શકું તેના કરતાં ભંગી જન્માને ભંગીની સેવા વધારે કરી શકીશ અને બીજી જાતિઓને પણ સમજાવી શકીશ. હું ભંગીની અનેક રીતે સેવા કરવા ઇચ્છું છું. હું તેમને એવી શિખામણ આપવા નથી માગતો કે બ્રાહ્મણની તેઓ ઘૃણા કરે. ઘૃણાથી મને અતિશય

* બેલગામમાં અસ્પૃશ્યતાનિવારણ પરિષદમાં આપેલું ભાષણ

દુઃખ થાય છે. ભંગીનો હું ઉત્કર્ષ ચાહું છું, પણ પાશ્ચાત્ય પદ્ધતિએ હક્કો મેળવવાનું શીખવવાનો હું મારો ધર્મ નથી સમજતો. એ રીતે કશું મેળવવું એ આપણો ધર્મ નથી. મારપીટથી મેળવેલું દુનિયામાં નભી નથી શકવાનું અને એ જમાનો આવતો મારી આંખે જોઇ રહ્યો છું કે જ્યારે મારપીટથી કશું સાધી ન શકાય.

હું હિન્દુધર્મની ઉન્નતિ ચાહું છું અને અસ્પૃશ્યોને પોતાના કરવા માગું છું. એટલે કોઇ પણ અંત્યજ પોતાનો ધર્મ છોડીને બીજા ધર્મમાં જાય છે ત્યારે મને ભારે ધક્કો પહોંચે છે. પણ આપણે શું કરીએ? આપણે હિન્દુઓ પતિત બન્યા છીએ. આપણામાંથી ત્યાગવૃત્તિ ચાલી ગઇ, પ્રેમવૃત્તિ ચાલી ગઇ, સાચી ધર્મવૃત્તિ ચાલી ગઇ. ગીતામાં તો બ્રાહ્મણ અને અંત્યજને એકસરખા સમજવાનું કહ્યું છે. એકસરખા એટલે શું? એટલે એમ નહિ કે બ્રાહ્મણના ધર્મો અને ભંગીના ધર્મો એક થઇ જાય છે. પણ બંનેને આપણે સરખો ન્યાય આપીએ એટલે અંશે સમાનતા હોવી જ જોઇએ. હું ભંગીની જરૂરિયાતો પૂરી પાડું. ભંગીનું દુઃખ તો એ છે કે આપણે તેમને તેમની સામાન્યમાં સામાન્ય જરૂરિયાતો પણ પૂરી નથી પાડતા. ભંગીને પણ સૂવાનું જોઇએ, તેને પણ સ્વચ્છ હવા અને પાણી જોઇએ, તેને પણ સ્વચ્છ ખોરાક જોઇએ —એટલી વાતોમાં તો તેઓ બ્રાહ્મણોના સરખા છે. જે ભંગીને સેવાની જરૂરિયાત છે, દાખલા તરીકે જે ભંગીને સાપ કરડ્યો છે તેની હું સેવા જ કરું, ભંગીને મારું એઠુંજૂઠું ખવડાવું તો હું જ પતિત બનું. એથી જ હું કહું છું કે અસ્પૃશ્યતા એ હિન્દુધર્મનું મહાપાપ છે.

એક પ્રકારની અસ્પૃશ્યતાને હિંદુધર્મમાં સ્થાન છે. એક માણસ મેલાંને હાથ લગાડે તે સ્નાન કરી સ્વચ્છ થાય ત્યાં સુધી અસ્પૃશ્ય ભલે હોય. મારી મા મળમૂત્ર સાફ કરવાનું કામ કરતી ત્યારે સ્નાન કર્યા વિના કશાને અડકતી નહિ. હું વૈષ્ણવ સંપ્રદાયનો રહ્યો એટલે એટલી અસ્પૃશ્યતામાં—કર્મની ક્ષણિક અસ્પૃશ્યતામાં—હું માનું છું, પણ જન્મની અસ્પૃશ્યતામાં હું નથી માનતો. હું તો મારાં મળમૂત્ર જેણે એકવાર ઊઠાવેલાં એવી મારી માતાનું સ્મરણ કરું છું ત્યારે તે મારે માટે વધારે પૂજ્ય બને છે. તેવી જ રીતે ભંગીની સેવાનો વિચાર કરું છું ત્યારે તે મારે મને પૂજ્ય બને છે.

મેં કદિ નથી કહ્યું કે અંત્યજોની સાથે બેટીવ્યવહાર કે રોટીવ્યવહાર રાખવો, જો કે હું તો રોટીવ્યવહાર રાખું છું. બેટીવ્યવહારને મારી પાસે અવકાશ નથી. હું વાનપ્રસ્થાશ્રમનું પાલન કરું છું — સંન્યાસ પાળું છું કે કેમ તે ન કહેવાય, કારણ કળિયુગમાં સંન્યાસધર્મ પાળવો એ મહામુશ્કેલ કામ છે. હું તો પ્રાકૃત પ્રાણી છું, વેદાભ્યાસ મેં નથી કર્યો અને હું મોક્ષ માટે લાયક છું કે નહિ તે વિષે સંદેહ છે, કારણ રાગદ્વેષનો પૂર્ણ ત્યાગ મેં નથી કર્યો. વેદના ઉચ્ચાર પંડિત માલવીજી કરે તેવા નથી કરી શકતો તેથી મોક્ષ ન મળે એમ નહિ, પણ મારામાં રાગદ્વેષ જ્યાં સુધી રહ્યા છે ત્યાં સુધી મોક્ષ ન મળે. તેથી હું સંન્યાસી ભલે ન હોઉં, પણ મારી સ્થિતિના હિંદુને જગતમાત્રની સાથે રોટીવ્યવહાર રાખવામાં હું કશો દોષ નથી જોતો. પણ જે દોષ દૂર થવો જોઈએ તે તો અસ્પૃશ્યતા છે. તેમાં રોટીવ્યવહારનો સમાવેશ નથી.

મેં અસ્પૃશ્યતાનિવારણને મહાસભાનું એક કાર્ય માન્યું છે તે કેવળ રાજકારણી હેતુ માટે નહિ. એ હેતુ તો તુચ્છ છે, સ્થાયી નથી. સ્થાયી વાત તો એ છે કે હિંદુધર્મ જેને હું સર્વોપરી માનું છું તેમાં અસ્પૃશ્યતાનું કલંક ન હોઇ શકે. સ્થૂળ સ્વરાજ માટે હું અંત્યજોને વટાવવા નથી માગતો, એ લાલચમાં તેમને ફસાવવા નથી માગતો. મને તો લાગે છે કે હિંદુઓએ અસ્પૃશ્યતાને વળગી રહીને ભારે પાપ કર્યું છે, તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. હું અસ્પૃશ્યોની 'શુદ્ધિ' જેવી કોઇ વસ્તુ જ માનતો નથી. હું તો મારી શુદ્ધિ કરવામાં જ માનું છું. હું પોતે અશુદ્ધ તે કોઇની શુદ્ધિ શી રીતે કરવાનો હતો? મેં અસ્પૃશ્યતાનું પાપ કર્યું છે તો મારે જ શુદ્ધ થવું જોઇએ. એટલે આપણે અસ્પૃશ્યતાનિવારણનું કામ કરીએ છીએ તે કેવળ આત્મશુદ્ધિનું કાર્ય છે, અસ્પૃશ્યોની શુદ્ધિનું નહિ. હું તો હિંદુધર્મમા રહેલી આ શેતાનિયતને નાબૂદ કરવાની વાત કરૂં છું, મારી પાસે અસ્પૃશ્યોને ફોસલાવવાની વાત નથી.

પણ હિન્દુજાતિને માટે ખાવાનો પ્રશ્ન જૂદો છે. મારા કુટુંબમાં મર્યાદાધર્મનું પાલન કરવાવાળા છે, એ કુટુંબીઓ બીજા કોઇની સાથે નથી ખાતા, એને માટે ખાવાપીવાનાં વાસણ અને અગ્નિ પણ અલગ જોઈએ. એ મર્યાદામાં અજ્ઞાન, અંધકાર, કે હિંદુધર્મનો ક્ષય હોય એમ હું નથી માનતો. હું પોતે એ બાહ્યાચાર નથી પાળતો. મને કોઇ કહે કે હિંદુસંસારને તેનું અનુકરણ કરવા કહો તો હું તો ના જ કહું. માલવીજી મને પૂજ્ય છે, હું તેમનું પાદપ્રક્ષાલન કરૂં. પણ તે મારી સાથે ખાતા નથી. તેથી કાંઇ તેઓ મારી ઘૃણા નથી કરતા

હિંદુધર્મમાં એ મર્યાદાને અચલિત સ્થાન નથી, પણ અમુક સ્થિતિમાં તેને સ્તુત્ય ગણી છે. રોટીબેટીની મર્યાદામાં જેટલે અંશે સંયમ છે તેટલે અંશે તે ભલે રહે. પણ કોઇની સાથે ખાવાથી જ પતન થાય એ હમેશાં સાચું નથી. મારો છોકરો ગમે ત્યાં ગમે તે આહાર કરે એ હું નથી ચાહતો, કારણ આહારની આત્મા ઉપર અસર પડે છે. પણ તે સંયમ અથવા સેવાની સગવડને ખાતર ગમે ત્યાં ખાસ પદાર્થ ખાય તેમાં તે હિંદુધર્મનો ત્યાગ કરે છે એમ હું નથી માનતો. ખાવાપીવા વિષેની જે મર્યાદા હિંદુધર્મમાં છે તેનો સર્વથા ક્ષય હું નથી ઇચ્છતો. સંભવ છે કે એ મર્યાદા પણ છોડવાનો યુગ આવે. તેમ થાય તો આપણો નાશ નથી થવાનો. આજે તો મારૂં હૃદય જે મનાવી રહ્યું છે ત્યાં સુધી જ હું જવાને તૈયાર છું. મારી વિચારશ્રેણીમા આ યુગમાં રોટીબેટીની મર્યાદાનો લોપ નથી આવી શકતો. મારી આવી વૃત્તિને લઇને મારા કેટલાક મિત્રો મને દંભી માને છે, પણ એમાં કશો દંભ નથી. સ્વામી સત્યદેવ અને હું અલીગઢ જતા હતા. તેમણે મને કહ્યું· 'તમે આ શું કરો છો? ખ્વાજા સાહેબને ત્યાં ખાશો?' મેં તેમને કહ્યું: 'હું ખાઇશ. તમે ન ખાઓ તે તમારે માટે મર્યાદા છે, મારે માટે ખ્વાજાને ત્યાં મારા ખાદ્ય પદાર્થ પણ ન ખાવા એ પતિતતા છે. પણ તમે જો ખાઓ તો તમારૂં પતન થાય કેમકે તમે તે મર્યાદા પાળો છો. સ્વામી સત્યદેવ માટે બ્રાહ્મણ બોલાવવામાં આવ્યો અને તેણે રસોઇ કરી. મૌલાના અબ્દુલ બારીને ત્યાં પણ એવી જ વ્યવસ્થા થાય છે, એટલે સુધી કે અમે જઇએ ત્યારે બ્રાહ્મણ બોલાવવામાં આવે અને તેને હુકમ હોય છે કે તમામ વસ્તુ પણ તેણે બહારથી જ લાવવી. મેં મૌલાનાને પૂછ્યું કે

આટલી ચીવટની જરૂર શું? તે કહે હું બીજાને પણ માનવા ન દઉં કે તમને હું વટલાવવા માગું છું, કારણ હું જાણું છું કે હિંદુધર્મ પ્રમાણે ઘણાને અમારી સાથે જમવામાં બાધ છે. મને મૌલાનાને માટે આદર છે. તે સાદા, ભોળા છે, કદિ કદિ ભૂલ કરી નાંખે છે, પણ તે ખુદાપરસ્ત અને ખુદાથી ડરનારા છે.

મને ઘણા કહેશે કે તું સનાતની ક્યાંથી થયો? કાશી-વિશ્વનાથનાં દર્શન તો કરતો નથી અને ઢેડની છોકરીને ખોળે લીધી છે. મને સવાલ પૂછનારના અજ્ઞાન ઉપર દયા આવે છે.

અંત્યજ ભાઇઓ, તમારી સાથે લાંબી વાતો નહોતી કરવી છતાં કરી કારણ તમારી સાથે મને મહોબ્બત છે. તમારે સંબંધે જે પાપ થયા છે તેને માટે હું તમારી માફી માગું છું. પણ તમારે તમારી ઉન્નતિની પણ શરત સમજવી જોઇએ. પૂનામાં હું ગયો હતો ત્યા એક અંત્યજ ભાઇએ ઊભા થઇને પૂછ્યું કે 'હિન્દુજાતિ અમને ન્યાય નહિ આપે તો અમે તો મારફાડથી અમારૂં કામ લઇશું.' મને એ સાંભળીને દુઃખ થયેલું. શું હિન્દુજાતિનો કે તમારો એથી ઉદ્ધાર થાય, શું એથી અસ્પૃશ્યતા દૂર થાય? ઉપાય તો માત્ર એ જ છે કે આપણે ધર્માન્ધ હિન્દુઓને સમજાવીએ અને તેઓ કષ્ટ આપે તે બરદાસ્ત કરીએ. તમે શાળાઓમા જવાનો હક માગો, મન્દિરમાં જવાનો હક માગો, ચારે વર્ણો જ્યાં જ્યાં જઇ શકે, જે જે સ્થાન અને પદ ભોગવી શકે તે તે ભોગવવાનો તમે હક માગો એ બરોબર છે. તમને કોઇ પણ ઐહિક સ્થિતિ અપ્રાપ્ય ન હોય એ અસ્પૃશ્યતાનિવારણનો અર્થ છે. પણ એ બધું તમે પ્રાપ્ત કરો તે પાશ્ચાત્ય રીતે નહિ પણ

હિંદુધર્મમાં જે રીત કલ્યાણકારી છે તે રીતે. શરીરબળથી કાર્ય સધાય એમ માનીએ તો તો એનો અર્થ એ થાય કે રાક્ષસી સાધનો દ્વારા આપણે ધર્મનું કાર્ય સાધવા માગીએ છીએ. તમારામા એ રાક્ષસી વૃત્તિ ન પેસે અને તમે સાચો ભાગવત ધર્મ પાળો એમ તમારી પાસે માગું છું. ઇશ્વર આપણને એવી સન્મતિ આપે કે જેથી અસ્પૃશ્યતાનું નિવારણ ક્ષણમાં થઇ જાય.

# પંચમહાલમાં ગાંધીજી*

દોહદમાં વણકરવાડામાં પણ ગાંધીજી ગયા હતા. ત્યાં રહેનારા વણકરોને ઘેર જઇ તેમની રહેણીકરણી, તેમની ધાર્મિક માન્યતાઓ જોવાનો ઠીક અવસર મળ્યો અને તેમની વચ્ચે રહી હજી કેટલું કામ કરવું બાકી છે તેનો ખ્યાલ આવી શક્યો. ત્યાં હાજર રહેલા વણકર ભાઇઓએ ગાંધીજીની આગળ ઇશ્વરનું નામ લઇને દારૂ ન પીવાના સોગંદ લીધા.

પણ અસ્પૃશ્યોદ્ધારની કઠિનતા ગોધરામાં જઇને જ બરોબર જોવાની મળી. મામાસાહેબ ફડકે ત્યાં પાંચ વર્ષ થયાં કામ કરે છે. ગોધરાની રાજકીય પરિષદ વખતે ગાંધીજી અંત્યજ-વાડામાં ગયા અને ત્યારપછી ત્યાં અસ્પૃશ્યોદ્ધારનું કામ કાયમના પાયા ઉપર મૂકાય એ હેતુથી કેટલાક સજ્જનોએ નાણું આપ્યાં એમાંથી મામાસાહેબના ત્યાંના કામની ઉત્પત્તિ થઇ છે. મામાસાહેબ અંત્યજોને ત્યાં તેમની વચ્ચે જઇને રહ્યા, તેમને માટે સવારે, બપોરે, સાંજે નિશાળો રાખી, તેમનાં

આંગણાં સાફ કર્યાં, રાત્રે કથાઓ કરી, પણ આજે તેમના કામનું કશું સ્થૂલ પરિણામ નથી એ જોવાનું દુર્ભાગ્ય ગોધરામાં જ મળ્યું. આજે સ્વ૦ પારસી રૂસ્તમજીની સખાવતને લીધે એક આલેશાન મકાનમાં અંત્યજાશ્રમ ખોલવામાં આવ્યું છે, પણ તેમાંના ૧૭ વિદ્યાર્થીઓ પૈકી એક પણ વિદ્યાર્થી ગોધરાનો તો શું, પણ પંચમહાલનો પણ નથી. અજ્ઞાન એટલે બધે અંશે વ્યાપેલું છે કે જે જે દુર્વ્યસનોને એ અજ્ઞાન લોકો વશ છે તે છોડવાનું શીખવા માટે બાળકોને અસહ્ય દુઃખ વેઠવું પડે છે. મામાના આશ્રમના બાળકોને સડેલા માંસનો ત્યાગ કરવાને માટે અસહ્ય માર ખાવો પડયો છે. એક બાળકને મામાએ સત્યાગ્રહાશ્રમમાં મોકલેલો, તે આનંદથી છ માસ ત્યાં રહ્યો, પણ રજામાં ઘેર ગયો તે પાછો આવ્યો જ નહિ. તેના પિતાની સાથે દોહદમાં ભેટો થયો. તે કહે, 'મારો છોકરો ધંધો છોડે તે ન ખમાય.' પણ વણવાનો ધંધો તો તે આશ્રમમાં પણ શીખતો હતો! ખરી વાત એ હતી કે તેને ભય લાગ્યો હતો કે રખેને કોમ ન્યાતબહાર મૂકે! સત્યાગ્રહાશ્રમ જ્યાં ભંગીની સાથે પણ એકાચાર ચાલે છે ત્યાં જઈને છોકરો રહે તો ન્યાતબહાર ન મૂકાય! આવી સ્થિતિ છે.

પણ આને માટે જવાબદાર આપણે જ છીએ. એ લોકોને અસ્પૃશ્ય માની તેમનાથી દોઢ ગાઉ દૂર રહેનારા, તેમની પાસેથી સંપૂર્ણ સેવા લેતા છતાં, તેમની સુખાકારી, તેમની કેળવણીનો કશો ખ્યાલ ન કરનારા 'ઉંચી' કોમના હિંદુઓ જ. આ વાત ગાંધીજીને દુઃખથી આશ્રમના મેળાવડામાં ભેગા થએલા હિન્દુઓની આગળ રજૂ કરવી પડી. તેમણે કહ્યું 'હું આજે ત્રણ ઠેકાણે — અંત્યજવાડાઓમાં જઈ આવ્યો.

ત્યાં મનુષ્યો મેં ન જોયાં પણ જનાવરો જોયાં. તેમની સાથે વાત કરવા બેસીએ તો જૂદાં જ પ્રાણી આપણને લાગે. પણ તેઓ પણ પ્રીતને સમજે છે. આ લોકોની દયામણી સ્થિતિને માટે આપણે નહિ જવાબદાર તો કોણ જવાબદાર? મને સ્વરાજ આ લોકોની સેવાની સરખામણીમાં તુચ્છ વસ્તુ છે. અંત્યજસેવાથી સ્વરાજ મળશે એ હેતુથી મેં એ સેવા શરૂ નથી કરી. સ્વરાજની વાત પણ નહોતી ત્યારે, ૩૦ વરસ ઉપર દક્ષિણ આફ્રિકામાં હું હતો ત્યારથી મેં મારા અંત્યજસેવાના વિચારો બતાવેલા છે. હિન્દુધર્મની રક્ષા આપણે નથી કરતા પણ નાશ કરી રહ્યા છીએ અને એ નાશમાંથી એને બચાવવા માટે તમે એ સેવાનું કામ હાથમાં લો એમ ઇચ્છું. તમે અહીં આવનારા અહીં આવી અભડાયા નથી પણ પુનિત થયા છો એમ સમજજો. મને તો એમ કહેવાનો વાંધો નથી કે જ્યાં જ્યાં અંત્યજસેવા છે, જ્યાં જ્યાં અંત્યજશાળા છે, અંત્યજાશ્રમ છે ત્યાં તીર્થ છે. કારણ તીર્થ તે જ કે જ્યાં આપણે આપણાં પાપ ધોઇને તરી જવાને તૈયાર થઇએ.'

એ જ વસ્તુને ઉદ્દેશીને ગાંધીજીએ જાહેર સભામાં આ પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા: 'અંત્યજને જન્મથી અસ્પૃશ્ય માનવામા ધર્મ નથી, પણ અધર્મ છે. મારું દૃઢ માનવું છે કે મને સનાતની ન કહેનારા અજ્ઞાની છે. અસ્પૃશ્યતાનો બચાવ કરનારા પંડિતો પડેલા છે એમ તમે કહેશો, પણ તેમને 'ભણતર મિથ્યા વગર વિચાર' એ અખાના શબ્દો લાગુ પડે છે. હિન્દુધર્મમાં એક પ્રકારની અસ્પૃશ્યતા છે — જેવી કે અસંતથી દૂર રહેવાની, દુષ્ટ, પાખંડી, લંપટ, વ્યભિચારીથી

દૂર રહેવાની. તેને તમે અસ્પૃશ્ય સમજી ભાગો, પણ જે માણસ તમારી સેવા કરે, તમારૂં મેલું સાફ કરે, તમારૂં ચામડું કેળવે, તમારી ખેતીને માટે કોશ તૈયાર કરે તેને અસ્પૃશ્ય માનો? એ હિન્દુધર્મ નથી, પાખંડ છે. જો હિંદુધર્મ એમ કહેતો હોય કે એ અસ્પૃશ્યો છે તો તેનો ત્યાગ કરવાનું હું કહું. એ અસ્પૃશ્યતાની વૃત્તિ કેવળ અધ્યાસમાત્ર છે. તમારામાં જો દયા હોય તો તમે ભંગીનું અજ્ઞાન જોઈને રૂઓ અને તમારા પોતાના કર્તવ્યપાલનનું તમારામાં ભાન જાગૃત થાય. તમે મારો ત્યાગ કરો, મને વગડામાં હાંકી કાઢો અને હું ગાંડો થઇ જાઉં તો તેમાં મારો દોષ કે તમારો? તે જ રાતે ભંગીઓ અને ઢેડો બિચારા ગરીબડા, કંગાળ થઇ ગયા, તેમનામાં અજ્ઞાનનો પાર નથી, તેઓ વ્યસની છે તેમાં તેમનો દોષ કે તમારો? એ તમારો જ દોષ છે અને એનો ત્યાગ કરી તમે શુદ્ધ બનો એમ હું માગું છું.'

આ ઉદ્ગારો સાંભળીને ગોધરાવાસીઓના હૃદયમાં રામ વસે તો સારૂં. આજે તો મામાને ગણ્યાગાંઠ્યા માણસો મદદ કરનારા છે. મામાના આશ્રમમાં સવારના ચાર વાગે ઊઠી; પોતાનું બધું કામ હાથે કરી, કાંતણ અને વણાટનું કામ શીખી વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ — ઓળખાવ્યા વિના જરાય અંત્યજ ન લાગતા વિદ્યાર્થીઓ — ના સુંદર સંવાદો, શુદ્ધ ઉચ્ચારો જોઈને તેમને અંત્યજોદ્ધારની પ્રેરણા ન થાય તો શાથી થાય?

# કાઠિયાવાડ રાજકીય પરિષદ

## પ્રારંભનું ભાષણ

આ રાજકીય પરિષદ છે અને તમે રાજકીય વસ્તુની ચર્ચાની આશા રાખતા હશો. મારામાં તો ખેડુતના ભાવ રહેલા છે, જો કે હું જન્મ્યો છું વણિક અને જો કે મારા પિતા અને પિતાના પિતા મુત્સદ્દીગિરી કરતા આવ્યા છે છતાં મારામાં એ મુત્સદ્દીગિરી નથી, અથવા હોય તો હું લાચાર છું. પણ મારામાં એક બીજી વસ્તુ પણ છે—જે વારસામાં નથી મળેલી, પણ મેં મેળવેલી છે—તે ખેડુતપણું, ભંગીપણું, ઢેડપણું—જે કાંઇ જગતનું ઉતારપણું કહેવાય છે એ મારામાં રહેલું છે. એવા મારા ખવાસ હોઇ હું 'રાજકીય'નો અર્થ તમે કરો તેવો—મુત્સદ્દીગિરી—નહિ કરૂં. મારા જેવો 'રાજકીય' વિષયનો વિચાર કરતાં રાજબંધારણનો વિચાર ન કરે, કારણ ખેડુત ખેતરની દેખરેખ ભાષણોથી ન કરી શકે, કેવળ હળથી જ કરી શકે, ગમે તેટલા તાપતડકામાં પણ તેનાથી હળ ન છોડાય. વણાટનો ધંધો કરનાર પણ કેવળ ઉદ્યમ કરે તો જ પોતાનો ધંધો સાધી શકે. 'રાજકીય'નો સામાન્ય અર્થ ભાષણો

કરવાં, આંદોલનો કરવાં, રાજાની ખામીઓ જોવી. પણ મેં એથી ઉલટો જ અર્થ કર્યો છે. હિંદુસ્તાન બહારની મારી ૨૨ વર્ષની કારકીર્દીમાં પણ મેં એથી ઉલટો જ અર્થ કરેલો. પણ ડુંગર દૂરથી રળીઆમણા લાગે તેમ મને પણ લોકો રાજકારણી એટલે મુત્સદ્દી માનતા આવ્યા છે. મને મુત્સદ્દી કામ કરતાં આવડે છે, પણ મારૂં મુત્સદ્દીપણું બીજી જાતનું છે, તેમાં વિવેક અને પ્રેમ રહેલા છે; તેમાં ખટપટને સ્થાન નથી. અને ખટપટથી જેટલું કામ લેવાય છે તેના કરતાં વિવેક અને પ્રેમથી હજારોગણું કામ લેવાય છે. અને એમાં ખેડુતના, ભંગીના, ઢેડના, સૌના હિતનો વિચાર આવી જાય છે. તમે જાણો છો કે મેં મહાસભા આગળ પણ 'રાજ-પ્રકરણ'ની આવી જ વ્યાખ્યા કરી હતી અને તેમ કરતાં હું લજવાયો નહોતો. એ જ દૃષ્ટિએ ખાદીની વાતનો મે રાજકાજમાં સમાવેશ કર્યો છે. મારો દાવો છે કે મારી વાત ડાહી અને જ્ઞાનની છે અને મને લાગે છે કે એક વખત તમે કહેશો કે ગાંધીએ રેંટિયાની કરેલી વાતમાં અતિશય ચતુરાઇ, જ્ઞાન અને ડહાપણ હતું. આજે લોકો જ્યારે મને હસે છે અને કહે છે કે રેંટિયો એ ગાંધીનું રમકડું છે ત્યારે મને દયા આવે છે અને તેઓ મને ગમે તેટલા હસશે તોપણ હું ખાદીની વાત છોડવાનો નથી.

હવે બીજી વાત ઉપર આવું છું. મારી અહીં આવવાની વાત થઈ અને 'નવજીવન'માં મેં જ્યારથી લખ્યું કે ઢેડોને જુદું સ્થાન આપશો તો મારે માટે તેમની વચ્ચે જ સ્થાન રાખવું પડશે ત્યારથી ભાવનગરમાં ખળભળાટ મચી રહ્યો છે. કાઠિયાવાડમાં અસ્પૃશ્યતા શું છે તે મેં આંખે જોએલું છે.

મારી પૂજનીયા માતા ભંગીને અડવામાં પાપ માનતી, પણ તેથી તેની સામે મને ઘૃણા નથી, પણ માબાપના કુવામાં મારે નથી ડૂબી મરવું. મારાં માબાપે તો મને સ્વતંત્રતાનો વારસો આપેલો છે અને આજે હું તેમના વિચારોથી ઉલટા વિચાર કરૂં છું તો પણ મને તો ખાતરી છે કે મારી માતાનો આત્મા કહેશે, 'ધન્ય છે દીકરા, તને ધન્ય છે', કારણ તેણે મને આપેલી પ્રતિજ્ઞાઓમાં કોઇને અડવામાં પાપ છે એ વસ્તુ નહોતી. તેણે મને વિલાયત મોકલતાં ત્રણ પ્રતિજ્ઞાઓ આપેલી, પણ એવી પ્રતિજ્ઞા મારી પાસે નહોતી લેવડાવી કે વિલાયતમાં જાય ત્યાં અસ્પૃશ્યતાને ધર્મ સમજજે. હું જોઉં છું કે આ વનગરમાં આજે નાનો સરખો (અથવા મોટો—હું જાણતો નથી) ખળભળાટ ઉત્પન્ન થઈ રહ્યો છે અને નાગરો વાણિયાઓ અને બીજા અકળાઇ રહ્યા છે. તેમનામાંના જેઓ અહીં હોય, જેઓ એમ માનતા હોય કે ગાંધી ભ્રષ્ટ થયો છે અને સનાતન ધર્મની જડ ઉખેડવા બેઠો છે તેમને હું વિવેક અને દૃઢતાપૂર્વક કહેવા માગું છું કે ગાંધી સનાતન ધર્મની જડ નથી ઉખેડવા બેઠો, ગાંધી જે કહે છે તેમાં જ સનાતન ધર્મની જડ રહેલી છે. તમારામાં ભલે કોઇ પંડિત હોય, તેઓએ ભલે વેદનો શબ્દેશબ્દ ગોખ્યો હોય, તોયે તેમને કહીશ કે તમારી મોટી ભૂલ થાય છે; સનાતન ધર્મની જડ તેઓ જ ઉખેડે છે જેઓ અસ્પૃશ્યતાને હિંદુધર્મનું મૂળ માને છે. એ માન્યતામાં દૂરંદેશી નથી. એમાં વિચાર નથી, વિવેક નથી, વિનય નથી, દયા નથી એમ હું આદરપૂર્વક જણાવવા માગું છું. અને મારા વિચારમાં હું એકલો જ રહી જાઉં તો પણ હું છેવટ સુધી કહીશ કે અસ્પૃશ્યતાનો આજે આપણે જે

અર્થ કરીએ છીએ તેને હિંદુધર્મમાં સ્થાન આપશું તો હિંદુધર્મને ક્ષયરોગ થશે અને એ ઘાસણીના પરિણામે તેનો નાશ થવાનો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોને હું કહું છું કે હિંદુસ્તાનનો ઉદ્ધાર મુસલમાનો ઉપર આધાર નથી રાખતો ઈસાઈઓ ઉપર નથી રાખતો, જેટલો હિંદુઓ પોતાનો ધર્મ કેવી રીતે જાળવે છે તેના ઉપર રાખે છે. કારણ મુસલમાનોનું કાશીવિશ્વનાથ અહીં નથી પણ મક્કામાં છે, ઇસાઇઓનું જેરૂસેલમમાં છે, પણ તમે તો હિંદુસ્તાનમાં જ વસીને મોક્ષ મેળવી શકવાના છો. આ યુધિષ્ઠિરની ભૂમિ છે, આ રામચંદ્રની ભૂમિ છે, ઋષિમુનિઓએ આ ભૂમિમાં તપશ્ચર્યા કરી અને તેમણે જ સંભળાવેલું કે આ કર્મભૂમિ છે, ભોગભૂમિ નથી. એ ભૂમિના વાસીઓને કહું છું કે હિંદુધર્મ આજે ત્રાજવામાં છે અને જગતના બધા ધર્મો સાથે આજે તેની તુલના થઇ રહેલી છે અને જે વસ્તુ અક્કલની બહાર હશે, દયાધર્મની બહાર હશે તે વસ્તુનો હિંદુધર્મમાં સમાવેશ હશે તો તેનો ખચિત નાશ જ થવાનો છે. દયાધર્મનું મને ભાન છે અને એ ભાનને લીધે હું જોઈ રહ્યો છું કે હિંદુધર્મ નીચે કેટલું પાખંડ, કેટલું અજ્ઞાન ચાલી રહ્યું છે. એ પાખંડ અને અજ્ઞાનની સામે હું જરૂર પડયે એકલો ઝૂઝીશ, એકલો રહીને તપશ્ચર્યા કરીશ અને એનું જ રટણ કરતો મરીશ. કદાચ એવું બને કે હું ગાંડો થઈ જાઉં અને ગાડપણમાં હું કહું કે મેં મારા અસ્પૃશ્યતા વિષેના વિચારોમાં ભૂલ કરી હતી અને હું કહું કે અસ્પૃશ્યતાને હિંદુધર્મનું પાપ જણાવવામાં મેં પાપ કરેલું હતું તે દિવસે તમે માનજો કે હું ડરી ગયો છું, હું ઝીક ઝીલી નથી શકતો અને અકળાઇને જ હું મારા

વિચારો પાછા ખેંચી લઇ રહ્યો છું. તમે તે વેળા એમજ માનજો કે હું મૂર્છિત દશામાં એવી વાત કરી રહ્યો છું.

હું આજે જે વાત કરી રહ્યો છું તેમાં મારો સ્વાર્થ નથી, તેમાંથી મને પદવી નથી જોઇતી. પદવી તો મને ભંગીની જોઇએ છે. સફાઇ કરવાનું કામ એ કેવું પુણ્યકાર્ય છે? એ કામ કાં તો બ્રાહ્મણ કરી શકે, કા તો ભંગી કરી શકે. બ્રાહ્મણ એ જ્ઞાનપૂર્વક કરે અને ભંગી અજ્ઞાનપૂર્વક કરે. મને બંને પૂજ્ય છે, આદરણીય છે. બેમાંથી એકેનો લોપ થાય તો હિંદુધર્મનો લોપ થવાનો છે.

અને સેવાધર્મ મને પ્રિય છે એટલે જ મને ભંગી પ્રિય છે. હું તો ભંગીની સાથે ખાઉં છું પણ ખરો, પણ તમને નથી કહેતો કે તમે પણ તેની સાથે ખાઓ, રોટીબેટીવ્યવહાર કરો. તમને શી રીતે કહી શકું? હું તો ફકીર જેવો છું— સાચો ફકીર છું કે નહિ તેની મને ખબર નથી. હું સાચો સંન્યાસી છું કે નહિ તેની પણ મને ખબર નથી. પણ સંન્યાસ મને ગમે છે. મને બ્રહ્મચર્ય પ્રિય છે, પણ હું સાચો બ્રહ્મચારી છું કે નહિ તે મને ખબર નથી. કારણ બ્રહ્મચારીને દૂષિત વિચાર આવતા હોય, સ્વપ્નામાં પણ વ્યભિચારના વિચાર કરે તો હું માનું કે તે બ્રહ્મચારી નથી. મારાથી રોષમાં એક પણ શબ્દ બોલાય, દ્વેષમાં કાંઇ પણ કાર્ય થાય, મારો કટ્ટામાં કટ્ટો દુશ્મન કહેવાતો હોય તેની સામે પણ હું કાંઇ ક્રોધમાં વચન ઉચ્ચારૂં તો હું મને બ્રહ્મચારી ન કહી શકું. એટલે સંપૂર્ણ બ્રહ્મચારી કે સંન્યાસી હું છું કે કેમ તે હું નથી જાણતો, તોપણ મારો પ્રવાહ અને મારૂં જીવન તે દિશામાં ચાલી રહ્યું છે એમ જરૂર કહું અને એવી દશા હોઇ મારાથી એમ ન

કહેવાય કે કોઇ ભંગીની દીકરી અથવા કોઇ કોઢીઅલ માણસ મારી સેવા ચાહતાં હોય તો મારાથી તેની સેવા ન થાય, મને પોતાના હાથનું ખવડાવવા ચાહતા હોય તો તે મારાથી ન ખવાય. પછી ઇશ્વરની ઇચ્છા હોય તો મને બચાવે, નહિ તો મને મારે, પણ મારે તો કોઢીઅલની સેવા કરવી જ રહી. એમ કરતાં, ઇશ્વરને ગરજ હોય તો મને રાખે એવો પણ દાવો કરૂં. કારણ ભંગીને, કોઢીઅલને, ઢેડને ખવડાવીને ખાવું એ જ મારો ધર્મ સમજું છું. પણ તમે કોઇ વહેવારધર્મે ખાવા-પીવા માટે બાંધેલી મર્યાદાનું ખંડન કરો એમ હું નથી કહેતો. તમારી પાસે તો એટલું જ ઇચ્છું છું કે તમે પાંચમો વર્ણ ન બનાવો, ઇશ્વરે ચાર વર્ણ રચેલા છે અને તેનો અર્થ હું સમજી શકું છું. પણ તમે પાંચમો અસ્પૃશ્યનો ન પેદા કરો. અસ્પૃશ્યતા મારાથી સહન જ નથી થતી, મને એ શબ્દ સાંભળીને આઘાત પહોંચે છે. મારો જેઓ વિરોધ કરે છે તેમને હું કહું છું કે તમે વિચાર કરો, તમે મારી સાથે આવીને ચર્ચા કરો, સમજી જાઓ કે હું શું લવરી કરી રહ્યો છું; તમે વિવેક અને વિચાર છોડી વાત કરી રહ્યા છો તેની અસર નહિ પડે. આજે મારી પાસે બે પંડિતની સહીથી તાર આવેલો છે. તે પંડિત મહાશયોને હું ઓળખતો નથી પણ તેમાં તેમણે લખેલું છે કે હિંદુધર્મનો આશરો લઇને અને પંડિતોને નામે, તમારી સામે જે આક્ષેપો થઇ રહ્યા છે તે ખોટા છે અને અમારા વર્ગના લોકોની સહીના આપને કાગળો મોકલીશું જેમાંથી આપને જણાશે કે અનેક શાસ્ત્રીઓ તમને સાથ આપે છે, જો કે તું જેટલા જોરથી કામ લઇ રહ્યો છે તેટલા જોરથી અમારાથી કામ નથી લેવાતું; કારણ તું નીડર રહ્યો, અમારે

ઘણા વિચાર કરવા પડે. દ્રોણાચાય અને ભીષ્માચાર્ય પાસે આવીને શ્રીકૃષ્ણે કહ્યું કે તમે પાડવોની સામે લડશો તો તેમણે કહ્યું કે ભાઇ અમારે આજીવિકાની પડી છે, એટલે શું કરીએ! આપણી મધ્યે પણ ઘણા દ્રોણાચાર્યો અને ભીષ્માચાર્યો પડેલા છે, તેમને પેટ પડ્યું છે ત્યાં સુધી તેઓ બિચારા શું કરે? એમનાથી કાંઇ નથી થઈ શકતું તેમાં ને વિદ્વાનોનો દોષ નથી, પણ વિધિનો દોષ છે, સંજોગોનો દોષ છે, પણ તેઓ મનમાં તો માને છે કે ગાંધી સારું કરી રહ્યા છે અને તેમની આંતરડી મને દુવા દઇ રહી છે. પણ તે સાથે એક બીજી વાત પણ કહું. હું તો સત્યાગ્રહી છું, મારવું નહિ પણ મરવું એ મારો ધર્મ છે, એટલે હું મારે રસ્તે જ કામ લેવાનો એટલે તમને એક વિનંતિ કરું. જો તમને એમ લાગે કે અસ્પૃશ્યતા હિંદુ-ધર્મની જડ છે તો તમે તેમ માનજો, પણ મને પણ એ હિન્દુધર્મનું પાપ છે એમ માનવાનો અધિકાર આપજો. તમે બની શકે તો હિન્દુસંસારના હૃદયને જાગૃત કરજો અને મને પણ તેમ કરવાનો તેટલો જ અવકાશ આપજો. સત્યાગ્રહી તો એકમાર્ગી છે તેને બીજાની સાથે સંતલસ નથી કરવાની, સુલેહનામું નથી કરવાનું એટલે તમારી સાથે પ્રેમભાવે વર્તવાનું હું વચન આપીશ જો હું એકલો રહી જાઉં તો દૂર રહી, 'છેટ છેટ' કરીને પોકાર કરીશ.

મને આજે અસ્પૃશ્યતાના કામમાં જેઓ સાથ દઇ રહ્યા છે તેમને હું કહું છું — ઢેડભંગીઓને પણ કહું છું — કે તમને જેઓ ગાળો દે તેમને સહન કરજો, તુલસીદાસ કહી ગયા છે કે દયા એ ધર્મનું મૂળ છે, એટલે પ્રેમ છોડશો તો બાજી હારશો; તમે જેઓ અસ્પૃશ્યતાને પાપ માનો છો તેઓ

તમારા વિરોધીઓનો તિરસ્કાર કરવાના પાપમાં ન પડશો, તમને ગાળો દેનારા સાથે હસીને બોલજો, તમે હૃદયથી તેમની સાથે પ્રેમ કરશો અને શુદ્ધ આચાર અને વ્યવહાર રાખશો તો આ અસ્પૃશ્યતારૂપી પાપ ચાલ્યું જશે.

પણ અહીં કાઠિયાવાડમાં આવો વિરોધ થાય તે મને ગળે નથી ઉતરતું. કાઠિયાવાડ તો સુદામાજીની ભૂમિ, કાઠિયાવાડ કૃષ્ણનો વાસ, અહીં તો અનિરુદ્ધ રહેલા, જે ભૂમિમાં યોદ્ધાઓએ પોતાનાં લોહી રેડેલાં તે ભૂમિમાં અસ્પૃશ્યતાને સ્થાન મળે તો હું ક્યાં જઇશ! મને ભંગીઓ કહે છે કે અહીંની દશા તો એટલી બૂરી છે કે કાઠિયાવાડ બહારના ગુજરાતમાં પણ એવી બૂરી દશા ક્યાંયે નહિ હોય આ સાંભળીને મારૂં હૃદય રડે છે.

નારણદાસ સંઘાણી એ કોણ? એ તો મારો દીકરો છે. એક વખત એવો હતો કે એ મારૂં પાયેલું પાણી પીતો, મારો કેવળ સેવક બનીને રહેલો હતો. એણે પોતાની આખી 'લાઇબ્રેરી' મને આપેલી. પણ એને પ્રભુએ હવે કુમતિ આપી છે (હું ખરેખર માનું છું કે પ્રભુએ એની મતિ બગાડી છે) છતાં મારે મન તો હજી પણ એ દીકરો જ છે. હું માનું છું કે એનું તોફાન લાંબો વખત નહિ ચાલે. એણે જે પ્રતિજ્ઞા કરી છે તે કદાચ ન ફળે. પણ જો ઇશ્વર કરે અને એ ફળે અને મારા ઉપર એ હાથ ઉગામે અને હુમલો કરે તો હું કહીશ કે 'ભલે તેં એ કર્યું' અને તે વેળા હું એને આશીર્વાદ દઇશ. પ્રહ્‌લાદે પોતાના પિતાનું કહેલું ન માન્યું, તેણે એમજ કહ્યું કે મારા પિતા મારી પાસે અધર્મ કરાવવા ઇચ્છે, મને કુમાર્ગે દોરવા ઇચ્છે તો તે વેળા પિતાનો અનાદર

કરવો એ ધર્મ છે. આજે નારણદાસ સંધાણી એમ માને કે તે પોતે મારો પહેલા ખોળાનો દીકરો છે, તોપણ હું ભ્રષ્ટ થયો છું અને મારો સંહાર કરવો જોઇએ એમ તેને લાગે તો તેણે જરૂર મારો સંહાર કરવો. એ સંહાર કરતાં કરતાં એની આંખોનાં પડળ ખુલશે અને પછી તમારી પાસે આવી માથું નમાવી તે પ્રાયશ્ચિત્ત કરશે એવી મારી ખાતરી છે. એ તો બાળક છે, એ જુવાન છે અને હું હવે બુઢ્ઢો થયો. મારા ઉપર તો અનેકે હાથ ઉપાડ્યા છતાં હું ઉગરી ગયો છું. મને 'એપેન્ડેસીટીસ'નો રોગ થયો, મારા ઉપર ઑપરેશન કરવામાં આવ્યું, ઑપરેશન કરતાં દીવો હોલવાયો અને તે વેળા કર્નલ મૅડક પણ મૂંઝાયો. પણ ઇશ્વરને મને બચાવવો હતો એટલે શું થાય? ઉપનિષદની વાત છે — તેમાં પવનને પૂછવામાં આવે છે કે તું તણખલું હલાવ, અગ્નિને કહેવામાં આવે છે કે તું તણખલું બાળ, પણ ન બને કહી વાયુરાજ અને અગ્નિ નાસે છે. એવી વાત છે. પ્રભુ ન ઇચ્છે કે મારે મરવું તો મને કોણ મારી શકે એમ છે? મારૂં આવરદા આવી રહ્યું હશે તો તો આમ બોલતો હોઉં, સુખમાં બેઠો હોઉં તેવી વેળા પણ પ્રાણ કોઇ ન જાણે તેમ ઊડી જાય અને તેને કોઇ રોકી શકવાનું નથી. પણ મેં કાંઇક વ્યવહારનો અનુભવ લીધેલો છે, કાંઇક જ્ઞાન મેળવેલું છે, એટલે તમને વિનંતિ કરૂં છું કે મારી વાત માનજો ને નારણદાસ ઉપર દયા કરજો. મારે માટે હું તમારી પાસેથી દયા નથી માગતો, દયા તો હું ઇશ્વર પાસેથી જ માગું છું. પણ તમારી પાસેથી હું સાચા સૈનિકની પ્રતિજ્ઞા માગું છું. અને તમને કહું છું કે તમે પ્રતિજ્ઞા લો તો તે તમારે પાળવી જ પડશે. વગર વિચાર્યે પ્રતિજ્ઞા

લેશો તો હું બહુ ભારે પડીશ. પણ તમારી પાસેથી લીધેલી પ્રતિજ્ઞા હું તો પળાવીશ. એટલે કાલે જોઇ વિચારીને, ચેતીને અહીં આવજો.

તમારી ૩૦ મિનિટ લેવી હતી, પણ મેં ૩૫ મિનિટ લીધી છે; એ પાંચ મિનિટનો મને અધિકાર નહોતો, પણ ભંગીને અર્થે તમે મને એ છૂટ આપી છે અને તમારી પાસે મેં લીધી છે.

## ભાવનગરમાં પાછા*

**પા**છા ભાવનગર રસ્તે અમદાવાદ જતાં ગાંધીજીને માટે એક સભા તો રાખેલી જ હતી. ત્યાં પણ ગાંધીજી રેંટિયા અને અસ્પૃશ્યતા વિષે જ બોલ્યા. અસ્પૃશ્યતા ઉપર બોલતાં તેમણે કહ્યું:

"શાંતિ અને સભ્યતાનો ધર્મ શીખવાનો છે. સૌને પોતપોતાનો ધર્મ પાળવો રહ્યો. જે માણસ અસ્પૃશ્યતાને પોતાનો ધર્મ સમજે તે ભલે તેને પાળે. આપણે આપણો પાળીએ. શાંતિથી અને સભ્યતાથી પાળીશું તો કોઇ કાળે તે સુધરશે. આપણે અસ્પૃશ્યતાનો સદંતર ત્યાગ કરીએ એ જ ઉપાય છે. હું બેટીવ્યવહાર, રોટીવ્યવહાર નથી ઇચ્છતો એ અનેકવાર કહી ચૂક્યો — હું તો માત્ર એટલું જ ઇચ્છું છું કે તમારો ભાઇ અથવા દીકરો માંદો હોય અને તમે તેની સેવા કરો તેવી અંત્યજ બાળકની પણ કરો. એટલું જ નહિ પણ તમારા પોતાના માણસ કરતાં અંત્યજની સેવા પહેલી કરો, કારણ તેની સેવા કરનાર કોઇ ન હોય અને તમારાની સેવા કરનાર ઘણાં હશે. એમાં સભ્યતા છે, એમાં તત્ત્વાપણું છે. એમાં હિંદુધર્મ છે. એટલી સેવા કરીને તમે અસ્પૃશ્યતાને ધર્મ માનનારાની સેવા કરજો, તેની પાસે તે પાપ છોડાવવા અત્યાચાર ન કરશો."

---

* 'ભાવનગરનો પત્ર ૨' એ લેખમાંથી

# ગુજરાતમાં છ દિવસ*

## અંત્યજ દેવ

આ મુસાફરીમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન ગાંધીજીએ પ્રત્યેક સ્થળે જુદી જુદી રીતે ચર્ચ્યો. પીજમાં તેમણે પૂછ્યું, 'અહીં કોઇ અંત્યજ છે કે?' પંડ્યાજીએ કહ્યું, 'હા, પેલા પેલી કોરે બેઠા છે.' ગાંધીજીએ પોતાની આગળ મૂકેલી ફળ અને સૂકા મેવાની થાળ તે બાળકોને વહેંચી આપવાને કહ્યું. 'મારા તરફથી વહેંચો એમ નહિ, પણ તમારા તરફથી તમારા પ્રેમની અને તમે તેમના તરફ સારી રીતે વર્તવા ઇચ્છો છો એની નિશાની દાખલ વહેંચી આપો.' એક માણસ કહે, 'મને પ્રસાદ તરીકે થોડો ન મળે? હું ચેલો છું.' ગાંધીજી કહે, 'તમે ફૂલ લઇ જાઓ, ફળમેવો અંત્યજો માટે જ છે.' એટલામાં તો પંડ્યાજી અંત્યજનાં બાળકોને સભાને છેડેથી લઇને આવ્યા. સભામાં સ્હેજ ખળભળાટ થયો. કેટલાક વૃદ્ધોને મેં બોલતા સાંભળ્યા: 'ગામમાં કળજુગ પેઠો, કળજુગ.' આમ છતાં કોઇએ સભામાં વિરોધ ન કર્યો અને તેમના વિદાયના ઉલ્લાસમાં કાંઇ ઉણપ ન રાખી.

ખેડુતોની પરિષદમાં જતાં પહેલાં ઉપર કહેલી કળજુગ આવ્યાની વાત તેમણે સાંભળી હતી. પરિષદમાં એ વિષે તેઓ થોડાં પણ માર્મિક વચનો બોલ્યા:

"તમે પાટીદારો અંત્યજ સાથે ઠીક રીતે નથી વર્તતા એમ મેં સાંભળ્યું છે. તમે પોતાને ક્ષત્રિય માનતા હો તો તમે અંત્યજના ઉપર શિરજોરી નથી કરી શકતા, તેમની મારપીટ નથી કરી શકતા, ઘણું કામ લેવું અને ઓછાં દામ આપવાનો રાક્ષસી ન્યાય નથી કરી શકતા. ગીતાજી દેવોને સંતુષ્ટ રાખવાનું કહે છે. 'દેવોને સંતુષ્ટ રાખશો તો દેવો વર્ષાદ આપશે.' દેવ આકાશમાં નથી, તમારા દેવ અંત્યજ છે, તમારા દેવ વસવાયાં છે. હિન્દુસ્તાનના દેવ હિન્દુસ્તાનની કંગાળ પ્રજા છે. દયાધર્મ વિનાનો ધર્મ એ પાખંડ છે. દયા એ જ ધર્મનું મૂળ છે અને તેનો ત્યાગ કરનાર ઈશ્વરનો ત્યાગ કરે છે, રંકનો ત્યાગ કરનાર બધાનો ત્યાગ કરે છે. અંત્યજને અને રંકને ન સંઘરશું તો આપણો ક્ષય ચોક્કસ છે."

* * *

## અંત્યજ પરિષદ

અંત્યજોને ઉદ્દેશીને ગાંધીજીએ કરેલા ભાષણનો કેટલોક ભાગ અંત્યજ ભાઈઓને માટે ખાસ આપવા જેવો છે:

"હું તમને ન અડનારાઓ સાથે દલીલ કરું છું ત્યારે તેઓ મને કહે છે કે અંત્યજો મેલા છે, દારૂ પીનારા છે, માંસ ખાનારા છે. હું તેમને જવાબ દઉં છું કે બ્રાહ્મણ, વાણિયા અને બીજાઓમાં પણ આવા માણસો હોય છે, છતાં તેમનાં બાળકો શાળામાં જાય છે, મંદિરમાં જઈ શકે છે,

ત્યારે આ ઉંધો ન્યાય શો? પણ હું તેમની સાથે એવી દલીલ કરતો છતાં તમને તો એમ જ કહું છું કે તમારી સામે જે આક્ષેપો કરવામાં આવે છે તેમાંથી તમે બચી જાઓ. એટલે પછી પેલાઓને કશું કહેવાપણું નહિ રહે. તમારૂં કામ કર્યા પછી તમારે સ્નાન દરરોજ કરવું જ જોઇએ. ભંગીનું કામ મેં ઘણું કર્યું છે—મારા છોકરાઓએ પણ એ કામ બહુ કર્યું છે, તમારા રાવજીભાઇએ પણ કર્યું છે. એમાં નામોશી છે જ નહિ, એ પવિત્ર કામ છે. મેલ કાઢનાર માણસ તો પવિત્ર કામ કરે છે. તમે ચામડું સાફ કરો, તો તે સાફ કરીને પણ સ્નાન કરજો. સારા માણસ હમેશ દાતણ કરે, દાંત સાફ રાખે અને નહાઇધોઇ શરીર સાફ રાખે. તમે આ બધું કરજો અને પછી માળા લઇ રામનામ જપજો. માળા ન હોય તો આંગળીના ટેરવે રામનામ લેજો. આ રામનામના જપથી તમારાં વ્યસન છૂટી જશે, તમે સ્વચ્છ થશો અને તમને સૌ પૂજશે. સવારે ઊઠી રામનામ લીધાથી અને સૂતાં રામનામ લીધાથી દહાડો સારો જશે અને રાત્રે ખરાબ સ્વપ્નાં પણ નહિ આવે. સ્વચ્છ રહેવા માટે કોઇનું એઠુંઅજીઠું ન લેજો, સડેલું અન્ન ન લેજો, એઠું મિષ્ટાન્ન મળે તોપણ તેનો ત્યાગ કરજો અને સગે હાથે બનાવેલો રોટલો ખાજો. તમે એઠું ખાવાને નથી જન્મેલા. તમને પણ આંખ છે, નાક છે, કાન છે, તમે પૂરેપૂરા મનુષ્ય છો, તમે મનુષ્યત્વ સાચવતાં શીખો.

"તમને ઘણા માણસો કહેવા આવશે કે, તમારો ધર્મ ખોટો છે, તમને નિશાળમાં જવાની, મંદિરમાં જવાની પણ રજા નથી મળતી, તો તેમને કહેજો કે, અમે અમારા હિંદુ ભાઇઓ સાથે હિસાબ કરી લઇશું; ભાઇભાંડુ અને બાપદીકરો

લઢે તો તેમાં જેમ કોઇ વચ્ચે નથી પડતું તેમ તમે પણ અમારી બાબતમાં વચ્ચે ન પડજો,— આવો જવાબ તેમને આપજો અને તમારા પોતાના ધર્મમાં ચુસ્ત રહેજો. હું પોતે નાતબહાર છું, મારા જેવા ઘણા નાતબહાર છે, તેથી શું હું ધર્મ છોડું? અનેક ખ્રિસ્તી મિત્રો મને કહે છે કે તું ખ્રિસ્તી થા, તેમને હું કહું છું કે મારા ધર્મમાં મને કશી હાનિ નથી, શા સારૂ હું તેનો ત્યાગ કરૂં? હું ભલે નાતબહાર હોઉં પણ હું પવિત્ર હોઉં, સ્વચ્છ હોઉં તો મને શું દુઃખ છે? મને કોઇ હિંદુઓ અંત્યજોમાં ભળવા માટે પીડે તો તેથી હું હિંદુ મટવાનો હતો? હિંદુપણું મારા પોતા માટે છે. મારા આત્મા માટે છે. ખ્રિસ્તીઓ અને મુસલમાનો બંનેને તમે આ વાત કહેજો અને હિંદુધર્મમાં ચુસ્ત રહેજો. અંત્યજો કાંઇ સોગઠા નથી કે શેત્રંજની બાજી નથી કે ગમે તે લોકો તેના વડે ખેલી શકે. હું તમને ભાઇબહેન કહેતો તમારી પાસે આવું છું તે મારી ગરજે — મારો સ્વાર્થ એ છે કે મારા માબાપે તમારા પ્રત્યે જે પાપ કર્યું છે તેને હું ધોઇ નાંખું. પણ તમારા સામે મેં પાપ કર્યું છે તેથી તમને શું? તેથી તમે શા સારૂ ધર્મ-ત્યાગ કરો. પ્રાયશ્ચિત્ત તો મારે કરવાનું છે. તમે રામનામ શા સારૂ છોડો? રામનો ન્યાય છે કે જે રામનો સેવક છે, રામનો દાસ છે તેને તો દુઃખ જ દીધાં કરે અને દુઃખ દઇને તેની કસોટી કરે. એ કસોટીમાં તમે પાર ઉતરો એ જ ઇચ્છું છું. છેવટે તમને દયા રાખવાનું કહું, કારણ આપણે સૌ જગતની મહોબત ઉપર જીવીએ છીએ. અને આખરે રેંટિયા ચલાવો અને ખાદી વણી ખાદી જ પહેરો.”

# સીધા સવાલો

અસ્પૃશ્યતા સંબંધી એક બંગાળી ભાઇના ઘણો જ વિચારયુક્ત પત્ર મેં થોડાક વખત ઉપર પ્રગટ કર્યો હતો. એ ભાઇ હજુયે પોતાની શોધખોળ ચલાવી રહેલ છે. આ વખતે તેવી જ શોધખોળનો બીજો દાખલો એક મદ્રાસી ભાઇનો મારી સામે છે. તેણે કેટલાક સવાલો પૂછ્યા છે. આ વિકટ પ્રશ્નને વિષે કટ્ટર સનાતની હિંદુઓને તપાસ ચલાવવાની ઇચ્છા થાય એ આશાજનક ચિહ્ન છે. મારી સામે પડેલા સવાલો ઘડનારની સાચી દાનત વિષે શંકા કરી શકાય તેમ નથી. આ સવાલો સામાન્ય નીતિ સૂચવે છે; કેમકે ટીપમાંનો એકે પ્રશ્ન મારા પર્યટન દરમિયાન મને ન પૂછાયો હોય એવું નથી. અહીં હું ચર્ચાપત્રીના કોયડાઓને ઉકેલવા પ્રયત્ન કરૂં છું તે એવી આશાએ કે મારા જવાબો પોતે કાર્યકર્તા તથા સત્યશોધક હોવાનો દાવો કરનાર ભાઇને તેમજ તેની જ સ્થિતિમાંના બીજા કાર્યકર્તાઓ તથા સત્યશોધકોને માર્ગદર્શનમાં મદદરૂપ થશે.

૧. અસ્પૃશ્યતાનિવારણને માટે કયાં અમલી પગલાં લેવાવાં જોઇએ ?

(अ) કોઇ પણ ખાસ વર્ણના ઉપયોગ માટે ન હોય અને સામાન્ય બ્રાહ્મણેતર વર્ણો જેનો ઉપયોગ કરી શકતા હોય તેવાં તમામ જાહેર મંદિરો તથા રસ્તાઓ અસ્પૃશ્ય માટે ખુલ્લાં કરવાં.

(ब) ઊંચા વર્ણના હિંદુઓએ અસ્પૃશ્ય બાળકોની કેળવણી માટે શાળાઓ સ્થાપવી, જરૂર હોય ત્યાં કુવાઓ ખોદાવી આપવા અને જે જે સેવાની અસ્પૃશ્યોને જરૂર હોય તે તે કરી આપવી; દાખલા તરીકે, તેમને દાક્તરી મદદ આપવી અને દારૂનિષેધ તેમજ સ્વાસ્થ્યના નિયમોનો તેમનામાં પ્રચાર કરવો.

૨. અસ્પૃશ્યત્વનો વાંધો ઊઠી ગયા પછી ધર્મની દૃષ્ટિએ અસ્પૃશ્યો કઇ કોટિના ગણાશે ?

જે કોટિના બીજા બ્રાહ્મણેતર વર્ણો તે જ કોટિના અસ્પૃશ્યો પણ ગણાશે. એટલે કે તેઓ અતિશૂદ્ર નહિ પણ શૂદ્ર કહેવાશે.

૩. અસ્પૃશ્યતા દૂર થાય ત્યારે ઉચ્ચ વર્ણના કટ્ટર બ્રાહ્મણો તથા અસ્પૃશ્યોની વચ્ચે કેવો સંબંધ હશે ?

બીજા બ્રાહ્મણેતર હિંદુઓ સાથે હોય તેવો જ.

૪. તમે વર્ણોના મિશ્રણના હિમાયતી છો ખરા ?

હું તો બધી જ્ઞાતિઓને નાબૂદ કરી માત્ર ચાર વિભાગો રાખું.

૫. અત્યારે ઉપયોગમાં આવી રહેલાં મંદિરોને ન છેડતાં અસ્પૃશ્યો પૂજા માટે નવાં મંદિરો શા માટે ન સ્થાપે ?

ઊંચા વર્ણોએ તેમનામાં એવાં કાર્યો ઉપાડવાની તાકાત જ નથી રહેવા દીધી. અસ્પૃશ્યો આપણાં મંદિરોમાં દખલ કરે છે એમ કહેવું એ, એ પ્રશ્નને ખોટી રીતે જોવા જેવું છે. તેમને હિંદુઓનાં સામાન્ય મંદિરોમાં પ્રવેશ કરવાની રજા આપી આપણે ઉચ્ચ વર્ણોએ આપણી ફરજ બજાવવાની છે.

૬. તમે કોમી પ્રતિનિધિત્વના હિમાયતી છો? અને અસ્પૃશ્યોને બધાં અધિકારી મંડળોમાં પ્રતિનિધિત્વ હોવું જોઇએ એમ તમે કહો છો?

ના, હું કોમી પ્રતિનિધિત્વમાં નથી માનતો. પણ જો વગવાળી જાતિઓ અસ્પૃશ્યોને જાણીબૂઝીને બાતલ રાખે તો તે અયોગ્ય ગણાય અને તે સ્વરાજ મેળવવામાં વિઘ્નરૂપ થઈ પડે. કોમી પ્રતિનિધિત્વ વિષેની મારી નાપસંદગીનો અર્થ એ નથી કે કોઇ પણ જાતિ પ્રતિનિધિત્વમાંથી બાતલ રહે. હું તો પ્રતિનિધિત્વ વિનાની જાતિઓ અથવા તો ઓછા પ્રતિનિધિત્વવાળી જાતિઓના યોગ્ય પ્રતિનિધિત્વનો આખો બોજો સંપૂર્ણ પ્રતિનિધિત્વ ભોગવતી જાતિઓ ઉપર નાંખું છું.

૭. તમે વર્ણાશ્રમધર્મની ઉપયોગિતામાં માનો છો?

હા. પણ આજે 'વર્ણ'ની ઉંધી જ વ્યાખ્યા થઇ રહી છે. 'આશ્રમ'નું તો નામનિશાન નથી અને 'ધર્મ'નો ખોટો અર્થ થઇ રહ્યો છે. આખી વ્યવસ્થાને ફેરવી તેને છેલ્લામાં છેલ્લી ધાર્મિક શોધોને અનુરૂપ કરવાની જરૂર છે.

૮. તમે નથી માનતા કે હિંદુસ્તાન એ કર્મભૂમિ છે અને અહીં જન્મ લેનાર દરેક વ્યક્તિ પૂર્વજન્મના કર્મને અનુસરીને જ ધર્મ, સંપત્તિ, બુદ્ધિ ઇ૦ માં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે છે?

ચર્ચાપત્રી કહે છે તે અર્થમાં હું નથી માનતો; કેમકે કોઇ પણ માણસ જ્યાં હોય ત્યાં પોતાનું કરેલું ભોગવે છે. પણ હિંદુસ્તાન તત્ત્વતઃ કર્મભૂમિ એટલે કે કર્તવ્યભૂમિ છે. એ તે ભોગભૂમિ નથી એમ સૂચવે છે.

૯. અસ્પૃશ્યતાનું નિવારણ થઇ શકે તે પહેલાં અસ્પૃશ્યોના રીતરિવાજોમાં સુધારા થાય અને તેમનામાં કેળવણીનો પ્રસાર થાય એ શું જરૂરનું નથી ?

અસ્પૃશ્યતાના નિવારણ વિના અસ્પૃશ્યોમાં સુધારા અથવા શિક્ષણ દાખલ થઇ જ ન શકે.

૧૦. મદ્યનો નિષેધ પાળનારા માણસો મદ્યપાન કરનારા લોકોથી તથા માંસ નહિ ખાનારા માણસો માંસાહારીઓથી અળગા રહે એ શું તદ્દન સ્વાભાવિક અને ઇચ્છવાલાયક નથી ?

એવું કંઇ નહિ. મદ્યનિષેધક પોતાના દારૂ પીનારા ભાઇનું વ્યસન છોડાવવાના હેતુથી તેનો સંગ કરવો એ પોતાનું કર્તવ્ય માનશે. તે જ પ્રમાણે માંસ નહિ ખાનાર માણસ માંસાહારીનો સંગ શોધી કાઢશે.

૧૧. મદ્યમાંસ નહિ લેનાર શુદ્ધ માણસ પશુવધ કરનાર માંસાહારીઓ તથા દારૂના વ્યસનીઓની સાથે મૂકાવાથી તે પણ અશુદ્ધ બની જાય છે — એટલે કે મદ્યમાંસ લેતો થાય છે — એમ તમે નથી માનતા ?

જે માણસ પોતાનો દોષ ન સમજતો માંસ ખાય તથા મદ્યપાન કરે તેને તે કારણસર અશુદ્ધ ન કહેવાય. પણ ભ્રષ્ટ માણસની સંગતિમાં કોઇને જાણીબૂજીને નાંખવાથી દુષ્પરિણામો

નીવડે એ હું સમજી શકું. આપણી બાબતમાં કોઇને પરાણે અસ્પૃશ્યો સાથે હરવાફરવાનું કહેવાની વાત જ નથી.

૧૨. કેટલીક કટ્ટર બ્રાહ્મણ જ્ઞાતિઓ ઉપલા જ કારણસર બીજી જ્ઞાતિઓ સાથે ( તેમાં અસ્પૃશ્યો પણ આવી ગયા ) ન ભળતાં પોતાની આધ્યાત્મિક ઉન્નતિને ખાતર અળગી રહે છે એ વાત ખરી નથી ?

જે આધ્યાત્મિકતાને તીજોરીની રક્ષા જોઇએ તે ઉતરતા પ્રકારની જ હોય વળી જે દિવસોમાં માણસ પોતાના સદ્‌ગુણોને સાચવવા ખાતર દુનિયાથી સદા અળગો રહેતો એ હવે ગયા.

૧૩. અસ્પૃશ્યતાનિવારણની વાતથી તમે હિન્દુસ્તાનના જુદા જુદા ધર્મમાં તેમજ વર્ણાશ્રમધર્મમાં ( પછી તેના ગુણ-દોષો ગમે તે હોય ) દખલ કરી નહિ કહેવાય ?

હું માત્ર એક સુધારો સૂચવું તેથી કોઇ પણ વસ્તુમાં કે કોઇ પણ માણસના કામમાં દખલ કેવી રીતે થઇ ? હા, જો હું અસ્પૃશ્યતાને ટકાવી રાખનાર માણસો સામે શરીરબળ વાપરી અસ્પૃશ્યતાનું નિવારણ કરાવવાનો પ્રયત્ન કરૂં તો જરૂર દખલ કરી કહેવાય.

૧૪. કટ્ટર બ્રાહ્મણોને પ્રથમ તમારી વાતનો ઘૂંટડો ઉતાર્યા વિના તમે તેઓની ધાર્મિક માન્યતાઓમાં દખલ કરો એ તેઓના પ્રત્યે હિંસા કરી નહિ કહેવાય ?

હું મારા મતના વાજબીપણાનો ઘૂંટડો ઉતાર્યા વિના તેઓની ધાર્મિક માન્યતાઓ સાથે દખલ નથી કરતો. આથી મારી ઉપર હિંસાનો આરોપ નથી આવી શકતો.

૧૫. અસ્પૃશ્યોને ન ગણીએ તોપણ બીજા વર્ણો સાથે લગ્ન, ભોજન તેમજ સ્પર્શનો વ્યવહાર નહિ રાખવાને કારણે

બ્રાહ્મણો અસ્પૃશ્યતાના દોષને પાત્ર નથી થતા ?

જો બ્રાહ્મણો બીજા વર્ણના લોકોનો સ્પર્શ કરવામાં બાધ માનતા હોય તો તેઓ જરૂર અસ્પૃશ્યતાના દોષને પાત્ર થાય છે.

૧૬. અસ્પૃશ્યો પાસે ગામના બ્રાહ્મણ લતાઓની આગળ આંટા મરાવવામાં આવે — અને તે વાટે તેમનો મનુષ્ય તરીકેનો હક સિદ્ધ કરી બતાવવામાં આવે ! — એથી શું અસ્પૃશ્યોનાં પેટ ભરાતાં હશે ?

માણસમાત્ર પેટ સારુ નથી જીવતું, ઘણાં રોટલા કરતાં સ્વમાન વધુ પસંદ કરે છે.

૧૭. અહિંસાત્મક અસહકારનો સિદ્ધાંત બરોબર સમજવા જેટલા અંત્યજો શિક્ષિત નથી એ જોતાં અને બ્રાહ્મણો રાજનીતિ કરતાં ધર્મને વધુ મહત્ત્વ આપતા હોવાથી આવી જાતનો સત્યાગ્રહ હિંસા ઉત્પન્ન નહિ કરે ?

આમાં જો વાઇકોમ તરફ ઇશારો હોય તો આપણે ત્યાં તો જોયું કે અસ્પૃશ્યો અપાર સંયમ જાળવી શકે છે. સવાલનો પાછલો ભાગ બ્રાહ્મણો હિંસા કરે એવો સંભવ સૂચવે છે. જો બ્રાહ્મણો હિંસાનો આશરો લે તો હું દિલગીર થાઉં. જો તેઓ તેમ કરે તો મારી દૃષ્ટિએ તેથી તેમની ધર્મ માટેની લાગણી નહિ સૂચવાય પણ ધર્મનું અજ્ઞાન અને ધર્મનો તિરસ્કાર સૂચવાશે.

૧૮. નાત, જાત, ધંધા, તથા ધાર્મિક માન્યતાના ભેદોને બાજુએ કરી બધા સમાનવર્ણ થઇ જાય એવી તમારી માગણી છે ?

જેમ ભૂખ, તરસ ઇ૦ વસ્તુઓ બધાને સમાન છે અને તેમાં નાત, જાત, ધંધાનો સવાલ નથી આવતો તેમજ કાયદાની

દૃષ્ટિમાં મનુષ્યના પ્રાથમિક હક્કોની બાબતમાં તો તેવું હોવું જોઇએ.

૧૯. કર્તવ્યકર્મને છેડે આવી રહેલા મહાન આત્માઓ જ એ તત્ત્વજ્ઞાનનું ઊંડું રહસ્ય સમજી શક્યા છે અને તેને જીવનમાં ઉતારી શક્યા છે. પણ ઋષિમુનિઓએ આંકેલે માર્ગે ચાલનાર અને તે વાટે જેને છેવટે સંયમની શક્તિ કેળવી જન્મમરણના ફેરામાંથી છૂટવાનું છે તેવા ગૃહસ્થને રોજના વ્યવહારમાં એ તત્ત્વજ્ઞાનનું ઊંડું રહસ્ય શા કામનું ?

કોઇ પણ માણસને જન્મને લઇને અસ્પૃસ્ય નથી કહી શકાતો. એ સાદા સત્યના સ્વીકારમાં 'તત્ત્વજ્ઞાનના ઊંડા રહસ્ય'ને બહુ અવકાશ નથી. એ સત્ય એટલું સરળ છે કે કટ્ટર હિન્દુઓ સિવાય બાકીની આખી દુનિયા તેને સમજે અને સ્વીકારે છે. જે અસ્પૃસ્યતાનો સિદ્ધાંત આપણે આજે પાળી રહ્યા છીએ તે પ્રાચીન કાળના ઋષિમુનિઓએ આપણને શીખવ્યો છે એ દલીલ વિષે મેં મારો મતભેદ ક્યારનો જાહેર કર્યો છે.

# હિંદુધર્મનાં ત્રણ સૂત્રો*

"તમારા પ્રેમ અને માનપત્રનો આભાર માનું તે પહેલાં મારે એક વિનંતિ કરવાની રહી છે. તમે મોડી રાતે આજે આટલી મોટી સંખ્યામાં ભેગા થયા છો તેથી મને આનંદ ઉપજે છે એમ ન કહું તો મેં ગુન્હો કર્યો કહેવાય. પણ સાથે સાથે મને દુઃખ પણ થાય છે. આ સભાના વ્યવસ્થાપકોએ જે વ્યવસ્થા કરી છે તે ઇરાદાપૂર્વક કરી છે કે અજાણતાં કરી છે તે મને ખબર નથી. પણ મારી ખાસીઅતો હવે તો મેળાવડામાં જનાર દરેક સ્ત્રીપુરુષ જાણે છે. એ ખાસીઅતમાંની એક એ છે કે જો કોઇ પણ મેળાવડામાં હું અંત્યજોનો નોખો વિભાગ જોઉં તો મને સખત આઘાત પહોંચે અને મારે કાંઇ પણ બોલવું અશક્ય થઇ પડે. પણ તમે તો કહી ગયા અને બીજાઓ પણ ઉચ્ચારે છે કે અહિંસા એ મારા જીવનનું પરમ સૂત્ર છે, અહિંસાને હું મારા જીવનમાં વણી રહ્યો છું. જો એ વાત સાચી હોય તો તમને હું આઘાત પહોંચાડવા

---

* 'ભાદરણનો પત્ર' એ લેખમાંથી

ઇચ્છું એમ ન જ બને. તમે કાંઇ ન જાણીને કરો એમ પણ ન ઇચ્છું, રોષમાં પણ તમારી પાસેથી મારાથી કાંઇ ન જ કરાવાય. મારે તો કાંઇ પણ કરાવવું હોય તો તે તમારા હૃદય અને બુદ્ધિને રીઝવીને જ થાય. એટલે મારી કેવળ પ્રાર્થના છે કે તમે અસ્પૃશ્યતાને હિંદુધર્મનું કલંક માનતા હો તો તમે એ વિષે સંમત થાઓ કે જે વાડ આપણને આપણા અંત્યજ ભાઇબહેનોથી જૂદા પાડે છે તેનો નાશ થાઓ "

આ શબ્દો ઉચ્ચારાતા હતા ત્યાં તો સભામાંથી શાંતિથી ઊઠીને કેટલાક ભાઇઓ વાડના વાંસના બંધ છોડવા મંડ્યા! એટલે ગાંધીજી બોલ્યાઃ

" હું એમ નથી કહેવા ઇચ્છતો કે એ વાડને અત્યારે જ તમે તોડી નાખો અથવા તો સભામાં ખળભળાટ કરીને તમે કાંઇ કરો. હું તો તમારી સંમતિ પૂછવા માગું છું. તમે ઇચ્છો છો ખરા કે આ વાડ ન હોય અને આપણા અંત્યજ ભાઇ-બહેનો આપણી વચ્ચે આવીને બેસે ? ( પુષ્કળ હાથો ઊંચા થયા. વિરુદ્ધ હાથ એક જ ઊંચો થયો. વાડના બંધ છૂટ્યા અને સૌ ભેળા થયા. ) તમે મને માનપત્ર તો હવે આપેલું છે. તમે જે ચોકઠામાં મઢીને કાગળ ઉપર કે ખાદી ઉપર છાપીને માનપત્ર આપ્યું તેની મને કશી જ કિંમત ન હોય અથવા તો તેટલી જ કે જેટલી તમે તમારા આચરણથી આંકીને બતાવી શકો, પણ અત્યારે તમે જે વાડ તોડીને મને માન આપ્યું છે તે સદાને માટે મારા હૃદયમાં અંકાઇ રહેશે. એવું જ માનપત્ર હું મારા હિંદુ ભાઇબહેનો પાસેથી માગું છું. તમે મને થોડું સૂતર આપો, કે મારા આગળ અનેકવિધ ફળફૂલ અને મેવા ધરો, કે અંત્યજ બાળાને હાથે કુંકુમ તિલક

કરાવો ( અહીં કરાવવામાં આવ્યું હતું ) તેથી હું ન રીઝું. એટલી વસ્તુ તો મને ગમે ત્યાંથી મળે, પણ તમે જે વસ્તુ અત્યારે આપી છે તે વસ્તુ માટે તો પ્રેમની સાંકળ જોઇએ. અને મને પ્રેમની સાંકળ વિના બીજું કશું ન જોઇએ. કારણ પ્રેમ એ અહિંસાનો ભાગ છે, અહિંસા એ પ્રેમમાં સમાઇ જાય છે.

“ સનાતની ભાઇઓ એમ ન માનશો કે હું હિંદુસંસાર ઉપર આઘાત પહોંચાડવા ઇચ્છું છું. હું મને પોતાને સનાતની ગણાવું છું. મને ખબર છે કે મારો દાવો બહુ થોડાં ભાઇ-બહેનો કબૂલ કરતાં હશે — પણ મારો એ દાવો છે અને રહેશે. અને મેં તો અનેકવાર સંભળાવેલું છે કે આજે નહિ તો મારા મરણ પછી તો સમાજ જરૂર કબૂલ કરશે કે ગાંધી સનાતની હિંદુ હતો. ‘ સનાતની ’ એટલે પ્રાચીન. મારા ભાવો પ્રાચીન છે — એટલે કે એ ભાવોને હું પુરાણામાં પુરાણાં પુસ્તકોમાં જોઇ શકું છું અને એ મારા જીવનમાં ઉતારવાનો હું પ્રયત્ન કરૂં છું. તેથી સનાતની હોવાનો મારો દાવો હું બરોબર માનું છું. લાવણ્યથી શાસ્ત્રો વાચનારાઓને હું સનાતની ન કહું. સનાતનીઓ તો તે જ કે જેમની રગેરગમાં હિંદુધર્મ વ્યાપેલો છે. એ હિંદુધર્મને શંકર ભગવાને એક વાક્યમાં બતાવી દીધેલો. ब्रह्म सत्यं जगन्मिथ्या । બીજા ઋષિએ કહ્યું કે સત્યથી પરમ ધર્મ બીજો કોઇ નથી અને ત્રીજાએ કહ્યું કે હિંદુધર્મ એટલે કેવળ અહિંસા. આ ત્રણમાંથી ગમે તે સૂત્ર લો તોપણ તેમાં હિંદુધર્મનું રહસ્ય મળી આવે છે. એ ત્રણ સૂત્રો જાણે હિંદુ ધર્મશાસ્ત્રને દોહીદોહીને કાઢેલા નવનીત-રૂપ છે. એ ધર્મવાળો સનાતની હોવાનો દાવો કરનાર હું

કોઇ પણ જણને આઘાત ન જ પહોંચાડવા ઇચ્છું. તમારી પાસે કેવળ અંત્યજનો સ્પર્શ ઇચ્છું, કારણ અંત્યજ એ મનુષ્ય છે, એની હું સેવા થાય એમ ઇચ્છું કારણ તે તેને લાયક છે, કારણ જે સેવા માતા બાળકની કરે છે તે સેવા એ સમાજની કરે છે. એને અસ્પૃશ્ય ગણવો, એનો તિરસ્કાર કરવો એ મનુષ્યત્વ ગુમાવવા બરોબર છે. હિંદુસ્તાન આજે જગતમાં અસ્પૃશ્ય થઇને બેઠું છે કારણ અનેક કોટિ માણસો -- એટલે અસંખ્ય માણસોને તેણે અસ્પૃશ્ય ગણ્યા છે. અને પરિણામે આપણો સત્સંગ કરનારા મુસલમાનો પણ જગતમાં અસ્પૃશ્ય બન્યા છે. આવું વિપરીત પરિણામ કેમ આવ્યું? એનો એક જ જવાબ છે, કરશો તેવું ભરશો એ ઇશ્વરનો ન્યાય છે. જગતની મારફતે ઇશ્વર આપણને એ ન્યાય આપી રહ્યો છે. એમાં કાંઇ કોયડો નથી સમાયલો. એમાં સીધો ન્યાય જ છે. ये यथा मां प्रपद्यते तांस्तथैव भजाम्यहम्। મને જેવો ભજશો તેવો હું તમને ભજવાનો છું એમ ભગવાન કૃષ્ણે કહેલું છે. એટલે હું તમારી પાસે શું ઇચ્છું છું તે તમે સમજો તો તમને ત્રાસ ન થાય. હું ત્રાસ નથી વર્તાવી રહ્યો. હું તમારી પાસે વધારે પડતી માગણી નથી કરતો. તમે રોટીબેટી-વ્યવહાર અંત્યજ સાથે દાખલ કરો એવું હું કદિ નથી માગતો. એ તો તમારી ઇચ્છાનો વિષય છે પણ અંત્યજને અસ્પૃશ્ય ગણવો એ ઇચ્છાનો વિષય નથી. જેનો સ્પર્શ કરવો જોઇએ તેને તમે અસ્પૃશ્ય ગણો અને જે અસ્પૃશ્યો છે તેનો સ્પર્શ કરવો એ ઇચ્છાનો વિષય નથી. અંત્યજ ભાઇઓનું દુઃખ તમે ન દેખી શકો તો सर्वं खल्विदं ब्रह्म શી રીતે કરી શકાય? ઉપનિષદ લખનાર કોઇ પણ જણ પાખંડી ન હતા, તેમણે

જગતને બ્રહ્મમય કહ્યું એટલે આપણે તેમને દુઃખે દુઃખી ન થઇએ તો જાનવર કરતાં પણ આપણે બૂરા છીએ. જે જીવ જાનવરમાં છે તે જ આપણા સૌમાં છે એમ આપણો ધર્મ પોકારી પોકારીને કહે છે. અને તે ધર્મ આપણે આજે મરડી મૂક્યો છે. અખાએ તો એને 'અદકેરૂં અંગ' કહેલું. એનો ત્યાગ કરો, છેદ કરી નાંખો; મારે તો દયાભાવથી, પ્રેમભાવથી, ભ્રાતૃભાવ કહો તો ભ્રાતૃભાવથી અસ્પૃશ્યતાનો નાશ કરવો છે. જો એમ કરશું તો હિંદુધર્મ શોભી નીકળશે. એમાં હિંદુ-ધર્મની રક્ષા પણ રહેલી છે. અંત્યજો મુસલમાન થતા અટકશે કે ખ્રિસ્તી થતા અટકશે એ હેતુ નથી. કોઇ પણ ધર્મ તેને ધારણ કરનાર માથાંની સંખ્યા ઉપર આધાર નથી રાખતો. સંખ્યા ઉપર ધર્મનું બળ રહેલું છે એ માન્યતાના જેવું એકે ધતિંગ બીજું નથી નીકળ્યું. એક જ માણસ ખરો હિંદુ રહે તો હિંદુધર્મનો નાશ ન થાય, પણ કરોડો પાખંડ પ્રગટાવે તો તેથી હિંદુધર્મ સુરક્ષિત નથી, તેનો નાશ જ લખેલો છે. હિંદુધર્મ સુરક્ષિત થશે એમ કહું છું એટલે એ અર્થ છે કે આપણે આપણું પ્રાયશ્ચિત્ત કર્યું હશે, આપણે અનેક યુગોનું ચડેલું ઋણ અદા કર્યું હશે, આપણે નાદારીમાંથી છૂટા થઇશું.

" અસ્પૃશ્યતામાં દ્વેષબુદ્ધિ ચોક્કસ રહેલી છે. કોઇ કહે કે અસ્પૃશ્યતામાં માનતો છતો તે પ્રેમભાવ રાખે છે તો તે હું નહિ માનું. મને તો તેમાં ક્યાંયે પ્રેમ નથી ભાસતો. પ્રેમ હોય તો આપણે તેમને તુંકારીએ નહિ, પ્રેમ હોય તો આપણે તેમને એઠું અથવા ખાધેલું ન નાંખીએ, પ્રેમ હોય તો આપણે જેમ આપણી માતાને પૂજીએ છીએ તેમ તેમને પૂજીએ. પ્રેમ

હોય તો આપણે પોતે વાપરતા હોઇએ તેના કરતાં સારા કુવાઓ, સારી નિશાળો તેમને માટે કરાવીએ, તેમને મંદિરોમાં દાખલ કરીએ. આ બધી પ્રેમની નિશાની છે. પ્રેમ એ તો અગણિત સૂર્યનો બનેલો છે. એક નાનકડો સૂર્ય છાનો નથી રહેતો તો એ પ્રેમ શેનો છાનો રહે? કોઇ માતાને થોડું જ કહેવું પડે છે કે હું મારા બાળકને ચાહું છું? માતાની આંખની સામે બોલતાં પણ ન આવડતું હોય એવું બાળ જુએ છે અને આંખેઆખ મળી રહે છે ત્યારે જોઇએ છીએ કે તેઓ કોઇ અલૌકિક વસ્તુથી એકબીજાને નિહાળી રહ્યાં છે.

"આટલું કહ્યા પછી કોઇ એમ ન માને કે દક્ષિણ આફ્રિકાથી આવેલો એક સુધરેલો હિંદુ પોતાનો સુધારો ધર્મમાં ઘુસાડવા માગે છે. હું કહી શકું કે મને સુધારાની અભિલાષા નથી. હું તો સ્વાર્થી માણસ છું અને હું મારી મેળે મારા આનંદમાં જ મગ્ન રહું છું. મને મારા પોતાના આત્માનું કલ્યાણ જોઇએ છે, એટલે હું તો તટસ્થ, નિશ્ચિંત માણસ થઇને બેઠો છું. પણ હું જે આનંદ અનુભવી રહ્યો છું તે તમે ભોગવો એમ હું ઇચ્છું છું એટલે જ તમને કહું છું કે અંત્યજોનો સ્પર્શ કરીને, તેમની સેવા કરીને જે આનંદ મળે છે તેનો લ્હાવો લ્યો."

## બંગાળના અંત્યજો

એક બંગાળી ભાઈ નીચેના પ્રશ્નો પૂછે છે:

૧. બંગાળમાં અંત્યજોને કુવેથી પાણી ભરવાની છૂટ નથી, તેમ તેમને પાણીઆરાની ઓરડીમાં જવા દેવામાં પણ નથી આવતા. આ અનર્થ દૂર કરવા માટે શું કરવું જોઈએ? જો અમે તેમને માટે જૂદા કુવા બંધાવીએ કે જૂદી શાળાઓ સ્થાપીએ તો આ અનર્થ વધવાનો સંભવ લાગે છે.

૨. બંગાળના અંત્યજોની મનોવૃત્તિ એવી છે કે ઉચ્ચ વર્ણોએ તેમના હાથનું પાણી પીવું જોઈએ પણ તેઓ (અંત્યજો) પોતે તેમનાથી ઉતરતા વર્ગના હાથનું પાણી લેવાની ના પાડે છે. તેમની આ ભૂલ સુધારવા માટે શું કરવું જોઈએ?

૩. બંગાળની હિંદુ મહાસભા અને સાધારણ રીતે બધા હિંદુઓ લોકોમાં એમ કહેતા ફરે છે કે અંત્યજના હાથનું પાણી લેવાની આપ પણ ના કહો છો. આ શું સાચું છે?

આ રહ્યા મારા જવાબો:

૧. આ અનર્થ દૂર કરવાનો એક ઉપાય એ છે કે આપણે અંત્યજોના હાથનું પાણી લેવું શરૂ કરવું. જૂદા કુવાઓ

ખોદાવવાથી આ અનર્થને કાયમ સ્વરૂપ મળશે એમ હું નથી માનતો. અસ્પૃશ્યતાની અસર તદ્દન નિર્મૂળ થતાં ઘણી વાર થશે. બીજાઓ જાહેર કુવાઓ તેમને ન વાપરવા દે એ ભયથી તેમને જૂદા કુવા ન બંધાવી આપવા એ અયોગ્ય છે. મારી માન્યતા એવી છે કે જો અંત્યજોને માટે આપણે સારા કુવા બાંધશું તો બીજાઓ પણ તે વાપરવા માંડશે. ઉચી કોમના હિંદુઓ પોતાની ફરજો સમજવા માંડી અંત્યજો સામેના ભેદભાવ તોડી પાડે અને સાથે સાથે જ અંત્યજોની અંદર પણ સુધારો કરી શકે.

૨. કહેવાતા ઉચ્ચ વર્ણના હિંદુઓ જ્યારે અંત્યજોનો સ્પર્શ કરવા માંડશે ત્યારે અંત્યજોની અંદરઅંદરની અસ્પૃશ્યતા એની મેળે નાશ પામશે. અંત્યજોમાંના હલકામાં હલકા લોકોથી આપણે આપણું કામ શરૂ કરવું જોઇએ.

૩. બંગાળની હિંદુ મહાસભા મારે વિષે શું કહે છે એ હું જાણતો નથી. મારી સ્થિતિ તો તદ્દન ચોખ્ખી છે. અંત્યજોને શૂદ્ર તરીકે ગણવા અને તેમની સાથે બીજા શૂદ્રના જેવું વર્તન રાખવું. આપણે જેમ બીજા શૂદ્રના હાથનું પાણી લઇએ છીએ તેની રીતે અંત્યજોના હાથનું પાણી લેતાં પણ અચકાવું ન જોઇએ.

# એક જ પ્રશ્ન*

**ભા**દરણ પછીના ગુજરાતના પ્રવાસને ટૂંકમાં જ પતાવવો પડશે. ભાદરણમાં જાહેર સભામાં અણધાર્યું જેવું મહત્ત્વનું ભાષણ થયું તેવું જ મહત્ત્વનું એક ભાષણ બીજે દિવસે સવારે બ્રહ્મચર્ય ઉપર થયું. એ ભાષણ કોઈ બીજે અવસરે આપીશ. ભાદરણ છોડી બોરસદના કાંઠાના ગામડાંમાં ગાંધીજી જઈ આવ્યા. બધેય એક જ વાતની ચર્ચા અને એકનો એક જ પ્રશ્ન. કઠાણા જેવા ધારાળાઓના ગામડામાં પણ એ જ પ્રશ્ન, સુણાવ જેવા પાટીદારોના ગામડામાં પણ એ જ પ્રશ્ન અને નડિયાદમાં પણ એ જ. કઠાણામાં અંત્યજોને દૂર બેઠેલા જોઈને તેમને પાસે બોલાવવા વિષે ગાંધીજીએ સભાનો અભિપ્રાય માગ્યો. કોઈએ વિરોધમાં હાથ ઊંચો ન કર્યો, પણ સૌના મુખભાવ ઉપરથી તેમની લાગણી સમજી શકાતી હતી. એક બે વૃદ્ધાએ આખરે પોકાર કર્યો: 'ના ના, ઢેડ અહીં નહિ બેહી હકે.' એટલે ગાંધીજીએ તેમની સાથે ચર્ચા કરવા માંડી. 'કેમ ના બેસી શકે?'

'તમે તો પવિતર છો. એ લોકની કરણી જૂદી. હઉ હઉને હઉનાં કરમ નડે.'

'તે એમનાં કરમ કેવાં છે?'

'અમારાં જેવાં થોડાં જ છે? અમે દીકરી નથી વેચતા, એ લોકો તો કુતરાં ઢહડી નાંખે, મરેલી ભેંહ ઢહડી નાંખે.'

---

* 'રાજકોટનો પત્ર' એ લેખમાંથી

'તમે આ ન્યાયની વાત કરો છો કે? ઢેડભંગી કુતરાં ઢસડશે તેમાં એબ શું? મારા આંગણામાં કુતરૂં મરી જાય તો હું જ ઢસડી નાંખું. મારા ઘરમાં એકવાર મરકી હતી અને મારા ઘર આગળ એક મરકીનો ઉંદર પડયો હતો. એ ઉંદર કોણ ઉપાડે? મારી પાસે કોઇ ઢેડભગી નહોતા. હું તો પાયખાનું પણ જાતે જ સાફ કરૂં એટલે ઉંદરને મેં ત્યાંથી ઉપાડયો અને ઘાસતેલ રેડીને બાળી મૂકયો. જો આ કામ ખરાબ હોય તો હું તો, ભંગી કરતાં ખરાબ ઠર્યો. કારણ હું તો મરજીથી તેમ કરૂં છું, પેલા પરાણે કરે છે. મેં મારા દીકરાનાં જ નહિ, પણ બીજાનાં પણ પાયખાનાં સાફ કર્યાં છે. આ પેલા રાવજીભાઇએ કેટલાં સાફ કીધાં તે કોઇને ખબર છે?'

'તમને કાંઇ કહેવાય? તમે તો પરમેહર છો! તમે વીહ દહાડા લાંઘણ કર્યાં, રવિહંકરે અગીઆર દહાડા કર્યાં. અમારાથી થાય?'

'તમારાથીયે થાય મારી વાત ભૂલી જાઓ. તમારાં બૈરાં તમારાં છોકરાંનું મેલું સાફ કરે છે કે નહિ?'

'કરે જ તો. પણ તે બીજાનું મેલું ક્યાં સાફ કરે છે?'

'હું કરૂં જ છું તો.'

'કારણ તમે તો બધાંને તમારાં છોકરાં માનો છો.' હસાહસ થઇ રહી.

એક જણ બોલ્યો: 'ઋષિમુનિઓએ વર્ણાશ્રમધર્મ રાખેલો તે પાળવો ન જોઇએ? અનાદિકાળથી જે ચાલ્યું આવ્યું તે કેમ રદ થાય?'

'ત્યારે તો તમારા બાપદાદા ચોરી કરતા હતા એટલે તમારે પણ કર્યાં કરવી?'

'પણ એને અડવામાં ફાયદો શું? ચાલતું આવે છે તેમ ચાલ્યા કરશે.'

એ ડોસાએ દૂરથી બોલતાં આખી ગૂંચની મૂળ ગાંઠ બતાવી દીધીઃ 'અમારે દીકરી લેવીદેવી પડે તેને કોણ દે અને લે?'

'આ વલ્લભભાઇ ઢેડોને અડે છે, છતાં એમનો છોકરો તો પરણવાનો.'

'તમે મોટા માણસ. તમારા છોકરાં પરણે. અમારાં ની પરણે. અમારાં છોકરાં લેનાર મળે તો અમે પણ ઢેડાને અડકવાનું કબૂલ કરીએ.'

'ઠીક ત્યારે પેલા ઢેડાને હું અહીં બોલાવું તો તમે શું કરો?'

'તો તો બેહી જ રહીએ તો!'

એટલે એક ડોસો ચીઢાઇને બોલ્યોઃ 'ના બને, ના બને, મહાત્મા પુરુષને સાફ કહી દેવું જોઇએ કે ના બને.'

'પણ તમે ઘેર જઇને નહાઇ લેજો. શાસ્ત્રમા વધારેમાં વધારે તો અડીને નહાવું એમ લખ્યું હોય. અડાય જ નહિ એવું તો ક્યાંય નથી લખેલું!'

'તમારે તમારી મેળે જેમ કરવું હોય તેમ કરો. તમે ધણી છો, એહાડો તમારી હાથે.'

'પણ તમારી સાથે?'

'એ ના બને.'

'કેમ?'

'એમ જ તો. એ ના બને.'

'શું એ લોકો આવે તો એને મારો કે?'

'અમે નહાહું અને પાંહે બેસવા આવે તો મારીએયે ખરા.'

ગાંધીજી હાર્યા. એ લોકો ત્યાગ કરે તો કેવું સારું? પણ ત્યાગ કરતા નથી અને ગાંધીજીની વાત સ્વીકારવી નથી. આવી જ સ્થિતિ સ્થળેસ્થળ પ્રસરી રહી છે. કઠાણા જેવા ગામમાં તો શુદ્ધ અજ્ઞાન છે, નડિયાદ જેવાં સ્થાનોમાં મિથ્યાભિમાન છે. સુણાવ ગામમાં સભા કરવાની લોકોએ ના પાડેલી એવા ભયથી કે કદાચ સભામા કોઈ ગાંધીજીનું અપમાન કરે તો શું થાય? અમે સૌએ એવું ધાર્યું હતું કે ત્યાં તો સભા ન જ થશે. ત્યાંની શાળાના વિદ્યાર્થીઓને ગાંધીજી મળી લેશે પણ ગાંધીજી વિષેની લાગણી કોઈ થોડું જ રોકી શકે એમ હતું? શાળાના આંગણામાં ખાસી મોટી સભા અનાયાસે જ થઈ ગઈ! તે લોકો સાથે ગાંધીજીએ એ જ પ્રશ્ન ઉપર વાતો કરી અને પછી શાળાના વિદ્યાર્થીઓને કામ કરતા જોવા ગયા. કોસ ખેંચવામાં પોતે પણ શામેલ થઈ ગયા! સુણાવના વિદ્યાર્થીઓની સાથે સોજીત્રામાં થયેલો સંવાદ તો અગાઉ અપાયો છે. આજે તેમને કાંતતા, પીંજતા, વણતા અને કોસ ખેંચતા જોઈ ગાંધીજીનો હરખ ન માયો. 'તમારી શાળામાંથી ઝટ ચાલ્યા જવું પડે છે તે નથી ગમતું.' અસ્પૃશ્યતાનો પ્રશ્ન છતાં ટેકીલા શિક્ષકોએ આ શાળાને જીવંત રાખી છે અને ટેકીલા વિદ્યાર્થીઓ કેળવી રહ્યા છે.

# રડીને રાજ્ય લેવું છે.*

**મા**નપત્ર માટે આભાર માનતાં મારે કહેવાની રજા લેવી જોઈએ કે એમાં બે વસ્તુનો ત્યાગ થએલો હું જોઉં છું. એ ઇરાદાપૂર્વક થયો છે કે ભૂલથી જ થયો છે તે હું નથી જાણતો. એમાં મારી સેવાની આંકણી કરવામાં આવી છે અને અહિંસા અને સત્યને મારા જીવનના મંત્ર કહેવામાં આવ્યા છે, એ બરોબર છે. સત્ય અને અહિંસા મારા જીવનમાંથી ચાલ્યાં જાય તો હું મૃતદેહ જેવો રહું અને આ જીવનનો બાકીનો કાળ ગાળવો મારે માટે અશક્ય થઇ પડે. પણ એ સત્ય અને અહિંસાને જાળવવાની બે વસ્તુ, બે સાધનાઓ, જેનું હું પાલન કરી રહ્યો છું તે વિષે માનપત્રમાં લખવાનું તમે કેમ વિસર્યા એ વિચારતાં મને આશ્ચર્ય થાય છે. એ બે વસ્તુની સાધનામાં જે શક્તિ રહેલી છે તે હિંદુમુસલમાન ઐક્યમાં પણ નથી રહેલી. બલ્કે એ બેમાંથી એક પણ વસ્તુની સાધના વિના હિંદુમુસલમાન ઐક્ય પણ અશક્ય છે. એક

* 'રાજકોટનો પત્ર' એ લેખમાંથી

મુસલમાન મિત્રે મને કહેલું કે 'તમે જ્યાં સુધી એમ માનો કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને સ્થાન છે ત્યાં સુધી હિંદુમુસલમાન ઐક્ય કેમ સંભવે ?' એ ભાઇ પવિત્ર મુસલમાન છે. મુસલમાનને અપવિત્ર માનનારા પણ પડ્યા છે, પણ મને લાગે છે કે તેઓ અધર્મ કરે છે. ગીતાજી અને હિંદુ ધર્મ-શાસ્ત્ર એમ શીખવે છે કે હિંદુ અને મુસલમાન અલગ સ્વતંત્ર વિભાગ હોય એ અશક્ય છે. હિંદુધર્મ જેને હું આજે વળગી રહ્યો છું તેને હું ગંગોત્રી કહું છું. એને અનેક શાખા છે, પણ એનું મૂળ તો એક જ છે. અને મૂળ એક છે તેમ એનું મુખ પણ એક જ છે.

ઢેડ, ભંગી જન્મ્યા તેથી શું? ચાંડાળ એવી તો કોઇ જાતિ નથી. ઢેડ જાતિ છે? ઢેડ એ શબ્દ શાસ્ત્રમાં છે? નથી જ. રૂઢિમાં છે ખરો. ઢેડ એટલે વણકર. ભંગી એટલે પાયખાનું સાફ કરનાર. પણ હું તો આજે જ ભંગી છું. બાળક મેલું કરે તો તેને હું સાફ કરી નાંખું. મારી માતા પણ ભંગી હતી અને તેના હાથ અમારાં મેલાં સાફ કરી કરીને ઘસાઈ ગએલા. તમારી માતા પણ સીતા જેવી સતી હશે, પતિવ્રતા હશે તો તેમણે પણ બાળકોનાં મેલાં સાફ કર્યાં હશે, એટલે ભંગીનું કામ કર્યું હશે. સતી સીતા પ્રાતઃ-સ્મરણીય હતાં, પણ તેમણે પણ બહુ મેલાં ઊઠાવેલાં હતાં, તેથી તે પણ ભંગી બન્યાં હતાં. એ માતાઓનો જેમ ત્યાગ ન થાય તેમ ભંગીનો પણ કેમ ત્યાગ થઇ શકે? એટલે હિંદુ ધર્મશાસ્ત્રમાં અસ્પૃશ્યતા જેવી વસ્તુ અખંડિત હોય તો હું હિંદુ કહેવડાવવાને મગરૂર ન થાઉં. શાસ્ત્રીઓને પણ ઉદ્ધત

થઇને કહીશ કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી અને કહો જ જવાનો કે નથી.

કાર્યક્રમ જોતાં કાર્યના આરંભ પહેલાં શાસ્ત્રીઓ મને આશીર્વચન આપશે એમ મેં જોયું ત્યારે હું ખુશ પણ થયો અને મને ખેદ પણ થયો. ખુશ એથી થયો કે મારા અસ્પૃશ્યતા-નિવારણના કાર્યને માટે પણ મને શાસ્ત્રીઓ તરફથી આશીર્વાદ મળશે. ખેદ એ માટે થયો કે રાજાની છાયા નીચે ઊભા રહી શાસ્ત્રીઓ ગમે તે વચનો કાઢે તેની કિંમત શી ? મને ઘણાએ કહેલું કે કાઠિયાવાડને ટિંબે કાંઇ નહિ તો એક રાજા એવો છે કે જે વંદનીય છે. ઠાકોર સાહેબ પ્રજાજનનું હિત ચાહનારા છે એ સૌ જાણે છે. પણ ભૂલ તો પ્રાણીમાત્રની થાય અને મને ઠાકોર સાહેબની ભૂલ જણાય તો, રાજકોટની પ્રજા હોઇ, પ્રજાનો અધિકાર ભોગવીને ઠાકોર સાહેબને હું કહું કે તમારી ભૂલ થાય છે. હું રાજ્યના મારા કાળના શાસ્ત્રીઓને હજી જાણું છું. એમાંના એક માવજી જોશી હતા. તેઓ શાસ્ત્રી અને જ્ઞાની છતાં તેમનું જ્ઞાન ઘણીવાર ઢોળાઇ જવાનો પ્રસંગ આવતો. તેઓ આખાબોલા હતા, તેમને પણ કેટલીક વેળા સમય વિચારી બોલવું પડતું. મેં વિચાર્યું કે ઠાકોર સાહેબે હુકમ કરેલો હશે કે ગાંધીને શાસ્ત્રીઓ પાસે આશીર્વચન અપાવવાં. નહિ તો શાસ્ત્રીઓ શેના આમ મારા જેવાને આશીર્વચન આપવા આવે ? એમ મળેલા આશીર્વાદ શા કામના ? હું તો એમ ઇચ્છું કે શાસ્ત્રીઓમાં એટલું તેજ હોય કે તેઓ મને હિંદુ ન માને તો ને મને ચાંડાળ માને તો ચાંડાળ કહે. હું તો શાસ્ત્રીઓનો ભ્રમ ભાંગવા માગું છું. તેમને કહેવા માગું છું કે જે અહિંસાધર્મને ભજે છે તે કોઇને

અસ્પૃશ્ય ન માને. એટલે મને દુઃખ થાય છે કે શાસ્ત્રીઓની પાસે મને આશીર્વચન અપાવ્યાં છતાં મારી અંત્યજસેવા વિષે માનપત્રમાં ઉલ્લેખ પણ નથી. આ વિષે હું ઠાકોર સાહેબની આગળ જરૂર ફરિયાદ ખાવાનો છું, રડીને રાજ્ય લેવાનો છું. એટલે તેમને કહેવાનો કે તમે જે અમીદૃષ્ટિ પ્રજાના બીજા વર્ગ ઉપર રાખો છો તે જ અમીદૃષ્ટિ અંત્યજો ઉપર પણ રાખજો અને તો જ આ રાજ્ય નાનકડું છતાં આખી પૃથ્વી ઉપર શોભશે અને રામરાજ્ય બનશે. વાલ્મીકિ કવિએ કહ્યું છે કે શ્રી રામચંદ્રે કુતરાને પણ ન્યાય આપ્યો અને તુલસીદાસે કહ્યું કે જેઓ ચાંડાળ કહેવાય તેમની રામે દોસ્તી કરી, ભરત નિષાદરાજ પાછળ ગાંડા થઇને ગએલા, તેના ચરણ ધોએલા. એ ભરતના તમે વંશજ છો, તમે ગરીબને ન ભૂલજો, તમે રાત્રે ભટકીને પ્રજાનું દુઃખ શું છે તેની તપાસ રાખજો. અંત્યજોનો પ્રતિનિધિ થઇને તમારી પાસે માગી લઉં છું કે તમે શાળાઓમાં અંત્યજને સ્થાન છે કે નહિ તે પૂછજો, સ્થાન હોય તો અંત્યજોને દાખલ કરાવજો અને તેમ કીધાથી તે ખાલી રહે તો તેને ખાલી રાખજો.

# વઢવાણમાં*

## અંત્યજવાડે

અંત્યજવાડે થોડી ધન્ય ઘડીઓ ગઇ. અંધ કવિ હંસરાજ વઢવાણ આવેલા હતા. તેમણે બાળમંદિરમાં તો સંભળાવ્યું હતું જ, અહીં પણ તેઓ આવ્યા હતા. આરંભમાં અંત્યજ ભાઇઓને જ કાંઇક ભજન ગાવાનું કહેવામાં આવ્યું. એક ભક્તે 'હરિનો મારગ છે શૂરાનો' પોતાના કાલા અશુદ્ધ છતાં અતિશય મધુરા ઉચ્ચારથી ગાયું તે તો હૃદયને હલાવે એવું હતું. તે પછી કવિ હંસરાજને ગાવાનું કહેવામાં આવ્યું. તેમણે પ્રસંગને અનુસરીને 'અમે જાતાં'તાં જલધિને ઘાટે, મુક્તિ કેરી વાટે, હો ભૂધર ભૂલાં પડયાં' એ ભજનીઉં લલકાર્યું અને સૌને ચકિત કર્યાં. ગાંધીજીએ એ ભજનને આધારે જ પોતાનો ઉપદેશ શરૂ કર્યો. 'ભૂધર' કોણ એ સ્ત્રીઓને પૂછ્યું અને પૃથ્વીને ધારનાર, ધારણ કરનાર કોણ એમ ફોડ પાડીને પૂછતાં 'ભગવાન' એવો જવાબ આવ્યો.

---

* 'કાઠિયાવાડનો પત્ર ૨' એ લેખમાંથી

અને ગાંધીજીએ સમજાવ્યું : "કવિ કહે છે કે અમે ડેકાણુંસર જાતાં'તાં ત્યાં અમારાં પાપે અમે ભૂલાં પડ્યાં, પણ ભૂધરને સંભારી પાછાં વાટે ચઢશું તો સપાટે પાર ઉતરશું એવી આશા રાખીને અમે સૌ બેઠાં છીએ. તમે પણ સીધે રસ્તે જાતાં'તાં ત્યાં તમે વ્યસનો કર્યાં, દારૂ પીધા, સ્નાન ન કર્યાં, મેલાં રહ્યાં, માંસ ખાધું, ભગવાનનું નામ ન લીધું. એટલે જ હું શાસ્ત્રીઓને તમને અડવાનું સમજાવવા જાઉં છું તો તેઓ મને કહે છે, 'હવે ભાગ્યા ભાગ્યા તારા ભંગી. એવા મેલાગંદાને કોણ અડે?' તમે એ બધાં વ્યસન તજો સ્વચ્છ થાઓ તો કોઈને આંગળી બતાવવાનું પણ ન રહે."

## જાહેર સભામાં

હજી જાહેર સભા તો રહેલી જ હતી. જાહેર સભાનો લોકોએ ત્યાગ કરેલો લાગતો હતો. આરંભમાં માણસો ખોબા જેટલાં હતાં, આખરે થોડાં વધ્યાં, છતાં ગાંધીજીએ તો અતિશય ગંભીરપણે અસ્પૃશ્યતા વિષે વિવેચન કર્યું. આપણી આજની દયામણી સ્થિતિ આપણા સ્થૂલ અને સૂક્ષ્મ પાપોનું પરિણામ છે અને એ પાપોમાંનું મોટામાં મોટું અસ્પૃશ્યતાને વળગી રહેવું એ છે એમ જણાવી તેમણે કહ્યું : 'અંત્યજવાડામાં હમણાં જ હું જઈ આવ્યો. ત્યાં બેસવું મને બહુ ગમ્યું, કારણ ત્યાં બેસવામાં હું મારું કર્તવ્ય કરતો હતો અને બેઠો છું તે માટે તો મને ઈશ્વર જરૂર પૂછશે કે તું વઢવાણના શહેરીઓને કંઈ નવી વાત કહેવાને ગએલો? અંત્યજવાડમાં તમે તેમને તજેલા છે, એટલે મારે તેમને ઘણું નવું કહેવાનું અને સંભળાવવાનું હતું. તમને મારે આજે કશો ચમત્કાર

બતાવવાનો નથી રહ્યો કે જેથી તમે મોહિત થાઓ. તમે તમારો ધર્મ સમજો અને પાળો એમ માગું. હું તો તમને એટલું જ કહું કે તમે જે ધર્મ માની રહ્યા છો, તેમાં પાપ છે. તમે એનો ખૂબ વિચાર કરજો અને તમારૂં હૃદય અને બુદ્ધિ બંને એ વાત કબૂલ કરે તો જ સ્વીકારજો. અને અંત્યજોને અસ્પૃશ્ય માનતા અટકજો.'

ખાદીને વિષે વાતો કરી. આખરે કોઇ પણ સંસ્થા નાણાં વિના બંધ ન રહે એ બતાવવા તેમણે પોતાનો એક અનુભવ વર્ણવ્યો જે સંઘરવા જેવો છે.

જ્યારે હું હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે અમદાવાદ જઇ ત્યાંના શહેરીઓને પૂછીને, તેમને મારા વિચારો જણાવીને, એક વર્ષ માટે તેઓ મને મદદ કરશે એવી તેમની કબૂલાત લઇને મેં મારો આશ્રમ ત્યાં જ સ્થાપેલો. અંત્યજને વિષે પણ વાત થએલી. મેં કહેલું, 'હું તો કોઇ વિધર્મી સાથે પણ ભેદ નથી કરવાનો અને અંત્યજોને તો જરૂર લેવાનો છું.' તેમણે કહેલું: 'આવા અંત્યજ તમને ન મળે.' હું ગયો, રહ્યો, મને વાસણકુસણ મળ્યાં, પણ પૈસા નહોતા મળ્યા. પણ મેં તો વિશ્વાસ રાખ્યો. મહિનો થયો એટલે દુદાભાઇ આવ્યા ઠક્કરની ચિઠ્ઠી લઇને. એને મેં સ્થાન આપ્યું કે અમદાવાદના ભાઇઓએ મારો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. જે કુવેથી હું પાણી ભરતો હતો તે કુવાનાં માણસોએ મારો બહિષ્કાર કર્યો. પણ મેં તેમને કહ્યું, 'ગમે તે કરશો તે સહન કરીશ, પણ અમદાવાદથી ન નીકળું.' ઇશ્વરને મને રાખવો હશે તો રાખશે, કાંઇ નહિ તો અંત્યજવાડામાં જઇને રહીશ. હું તો મારૂં માન અને મર્યાદા સમજવાવાળો માણસ છું, તમે રોષ કરો, તેથી

હું કાંઇ અપમાન માનું એમ થોડું જ છે ? પાંચ દિવસ પછી કુવાવાળા પીગળ્યા, દુદાભાઇને કુવેથી પાણી ભરવા દીધું. પણ પૈસા ? પૈસા જે દિવસે બિલકુલ નહિ તે દિવસે ઇશ્વર સગે હાથે મને પૈસા આપી ગયો. એક દિવસ એક મોટર આવીને ઊભી. તેમાંથી એક ગૃહસ્થ જેમને હું કદિ ઓળખતો નહોતો તેમણે આવીને કહ્યું, 'મારે ૧૩,૦૦૦ રૂપિયા આપવાની જરૂર છે, લેશો ?' બીજે દિવસે તેઓ ૧૩,૦૦૦ની નોટો આપીને ચાલ્યા ગયા. એ સત્યાગ્રહાશ્રમ આજે મોજૂદ છે. મારે તો મારા સત્યાગ્રહને વળગી રહીને અમદાવાદમાં ટકી રહેવું જોઇતું હતું. આજે અમદાવાદના શહેરીઓએ મારો ત્યાગ નથી કરેલો, તેઓ સૌ મારી પાસે આવે છે અને સૌની સહાનુભૂતિ છે. આનું કારણ એ કે મેં તેમને પ્રેમની સાંકળે બાંધેલા હતા અને મારા પ્રેમનો બદલો મને અમદાવાદમાંથી જ મળવો જોઇએ એમ મેં માનેલું હતું. ફુલચંદ મારી જેમ દૃઢાસન થઇને બેસે એવા માણસ છે. એ વઢવાણનો ત્યાગ શા સારૂ કરે ? ત્યાં બેઠાં બેઠાં એને ભૂખે મરવું પડે તોપણ એણે ખસવું ન જોઇએ. તે કાંઇ રોષથી કરે, દુરાગ્રહથી કરે, તમને મેણાં મારે તો તે પાપ છે, પણ જો તેના વર્ણનમાં પ્રેમ હશે-તો તમને તે પીગળાવશે. તેના વર્તનમાં શું છે તે ઇશ્વર જાણે, જેવું હશે તેવું પરિણામ આવશે.

# વાઈકોમમાં*

એ બધું સૌંદર્ય નિહાળતા અમે વાઇકોમ તરફ ચાલ્યા. વાઇકોમ થોડા માઇલ રહ્યું ત્યાં તો અમારું સ્વાગત કરવાને કેવળ હાથહલેસાંથી ચાલતાં નાનકડાં નાવડાં પર બબ્બેની હારમાં ગોઠવાઇ ગએલા નાવિકો અમને મળ્યા. હલેસાં મારતાં મારતાં ચાલતું તેમનું ગાન, તેમની સાથે તાલ દેવાને, હોડીના નાચને અનુકૂળ નાચ કરનારાઓનો આનંદ એ બધું વર્ણવવાને આ સ્થળ નથી. એટલું કહી દઉં કે એ લોકો આટલા હરખઘેલા થઇને અમારી આગબોટ સાથે પોતાનાં હલેસાંવડે હરીફાઈ કરતા હતા અને ગાતા હતા તેનું કારણ એ કે તેમની જાતિની મદદે ગાંધીજી ધાયા હતા. કારણ આ ખલાસીઓ પણ અસ્પૃશ્યો છે, તેમને પણ મંદિરોમાં જવાની છૂટ નથી. એટલું જ નહિ પણ મંદિરની આસપાસના સરિયામ રસ્તાઓથી પણ છેટે રહેવાનું હોય છે.

જ્યાં વિધાતાએ રીઝવામાં ઉદારતાની સીમા નથી રાખી ત્યાં મનુષ્યે પોતાની જાત ઉપર જ ખીજવામાં અનુદારતાની

---

* ‘ત્રાવણકારનો પત્ર ૧’ એ લેખમાંથી

સીમા નથી રાખી એ ઉલટું દૃશ્ય થતાવવાનું વિધાતાને કેમ ગમ્યું હશે ? પણ એ દૃશ્ય વાઇકોમ જઇને જોયું.

'વાઇકોમ' વિષે અખબારોમાં તો એક વરસ થયાં ખબરો આવે છે. છતાં કેટલીક હકીકત જણાવું. વાઇકોમ છે તો નાનકડું ગામડું — ત્રાવણકોરની ઉત્તર ટોચ ઉપરના એક તાલુકાનું ૩–૪ હજાર વસ્તીનું એક ગામડું. પણ જે મંદિરની આસપાસના રસ્તાઓ ઉપર પ્રવેશ કરવાની સત્યાગ્રહીઓ લડત લડી રહ્યા છે તે મહાદેવનું મંદિર ત્રાવણકોરના અતિશય પ્રાચીન મંદિરોમાંનું એક છે. 'ધર્મ અમારૂં દૈવત છે' એવા મુદ્રાલેખવાળા આ રાજ્યમાં મંદિરો તો અનેક હજારો છે, પણ એમાંનાં લગભગ દોઢ હજારની વ્યવસ્થા સરકારના હાથમાં છે. આ મંદિરની મિલકત જ અનેક કરોડની થવા જાય છે. એ દોઢ હજારમાં અતિશય પ્રાચીન એવાં જે ૬૦ મંદિરો છે તેમાંનું અગ્રગણ્ય 'વાઇકોમ'. પરશુરામના સમયનો એનો કાળ બતાવે છે — જો કે મલબાર — ત્રાવણકોરમાં પરશુરામની ઉપર શું શું આરોપવામાં નથી આવતું એ કહેવું મુશ્કેલ છે. એ 'વ્યાઘ્રપાદપુરમ્' (જેનો અપભ્રંશ વાઇકોમ છે)નો મહિમા ભારે છે અને ખૂબ જાત્રા પુખાત્રા થાય છે. એટલે કાર્યકર્તાઓએ જ્યારે સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કરેલો ત્યારે આ મંદિરથી જ તેની શરૂઆત કરવી એવો ઠરાવ થએલો.

આ મંદિરોની રચના વિષે પણ બે શબ્દ કહેવા જરૂરના છે. ઘણુંખરૂં પૂર્વાભિમુખ હોય છે. 'ગર્ભગૃહ'માં મૂર્તિ, મૂર્તિની આસપાસ ચોખડો મંડપ — જેને 'નમસ્કાર મંડપ' કહે છે, તેની આસપાસ બીજી એક દીવાલ, તેમાં બીજા મંડપો, વળી એક દીવાલ અને ચારે દિશામાં ચાર દરવાજા.

એની આસપાસ ચોબાજુએ ચાર સરિયામ રસ્તાઓ. આ મંદિરના પૂજારીઓ અને કર્તાહર્તા નાંબુદ્રી બ્રાહ્મણો છે. નાંબુદ્રીના જોર અને દોર એક વારના નાગરોના જોરદોરને ભૂલાવે એવાં છે. છતા નાગરોનું મુત્સદ્દીપણું તેમનામાં નથી. નાંબુદ્રીને તો પોતાનું ઘર ભલું. પોતાનો સંસ્કૃતનો અભ્યાસ ભલો કે મંદિર ભલું. એ રીતે સરકારની સાથેનો તેમનો અસહકાર અજબ છે. પચીસ પચાસ હજારની વસ્તીમાંથી એક પણ નાંબુદ્રી સરકારી નોકરીમાં કે બીજી ખાનગી નોકરીમાં નથી જોડાએલો. અંગ્રેજીનો સ્પર્શ પણ ભાગ્યે જ ગણ્યાગાંઠ્યાને હશે. આજે પણ તેમના આચારો એટલી કડકાઇથી પળાઇ રહ્યા છે કે તેમાં કશો ફેરફાર કરતાં તેમને કંઠે પ્રાણ આવે. તેમના વેદના જ્ઞાનને લીધે, શૌચના નિયમોના તેમના કડક પાલનને લીધે તેમને સ્વાભાવિક પ્રતિષ્ઠા મળેલી છે. પણ પ્રતિષ્ઠામાં સત્તા મળી એટલે તેના દુરુપયોગનો પાર નહિ. એટલે નાંબુદ્રીએ મંદિરમાં બેઠાં બેઠાં પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતાનો એક કોટ રચ્યો છે.

બ્રાહ્મણોમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જેમ નાંબુદ્રી તેમ અસ્પૃશ્યોમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઇઝુવા અથવા થીઆ. આ પછી પારીઆ, પછી પુલયા, પછી કુરવાર, પછી કનીકર, શનન વગેરે. અસ્પૃશ્યોની અનેક જાતિઓ પડેલી છે અને નાંબુદ્રીનું અનુકરણ કરીને થીઆ અથવા ઇઝુવા પણ આજે પોતાનાથી ઉતરતા અંત્યજોને અસ્પૃશ્ય માને છે !

બ્રાહ્મણો અને અસ્પૃશ્યોની વચ્ચે જે વર્ગ છે — નાયરો વગેરે — જેમાં ક્ષત્રિય, વૈશ્યો અને શૂદ્રો આવે છે — તેમને સવર્ણ કહે છે. અસ્પૃશ્યો વર્ણની બહાર છે, એટલે એક જાતિમાં તે

નથી આવી શકતા. બધા અંત્યજોને મંદિરોમાં જવાનો અધિકાર નથી એટલું જ નહિ, પણ મંદિરની દીવાલ ઉપર છાયા નાંખવાનો પણ અધિકાર નથી, એટલે મંદિરની છેલ્લી દીવાલની બહારનો સરિયામ જે રસ્તો તે રસ્તા ઉપરથી જવાની તેમને છૂટ નથી.

આ અસ્પૃશ્યો ત્રાવણકોરની ૪૦ લાખની વસ્તીમાં ૧૭ લાખ જેટલા છે. આપણા ઢેડભંગીની સ્થિતિથી આમની કલ્પના ન થઇ શકે. ઇઝુવા અથવા થીઆ તો ઓળખવા મુશ્કેલ પડે. તેમનામાં કેળવણીનો પાર નથી — કેળવણીમાં તો ત્રાવણકોર રાજ્ય હિંદુસ્તાનના કોઇ પણ ભાગને કોરે મૂકે એમ છે — તેમાં અનેક સંસ્કૃતના પંડિતો છે, વકીલો છે, બેરિસ્ટરો છે, દાક્તરો છે, ઇજનેરો છે. મદ્રાસનો એક હાઇ-કોર્ટ જજ થીઆ છે. નીચામાં નીચા મનાતા અસ્પૃશ્યો એટલે 'નાયાડી' લોકોમાં પણ સંસ્કૃતનું જ્ઞાન છે, પણ નાયાડીની દુર્દશા તો ન કહેવાય એવી છે. તે અસ્પૃશ્ય જ નહિ પણ અદૃશ્ય છે. દૂરથી કોઇ સવર્ણના હિંદુને જોયો કે તેને પોકારવું પડે છે કે 'છેટા રહેજો'. સામાન્ય રીતે એ બિચારા પહાડની કોતરમાં પડ્યા રહે છે અને બારસ કે અમાવાસ્યાને દિવસે ટેકરા ઉપર ઊભા રહી બૂમો પાડે છે ત્યારે તેમને નાયરો અન્ન નાંખી આવે છે!

આ ઇઝુવા અને થીઆઓમા સુધારાની હીલચાલ ઘણો સમય થયાં ચાલી રહી છે. તેમની કોમના ગુરુ નારાયણસ્વામી છે. તેમને લાખોની મિલ્કત છે અને તેનો આદેશ આ લોકોને શાસ્ત્રવાક્ય છે.

નાંબુદ્રીઓ વિષે અને ઇઝુવા વિષે આટલું ટૂંક વિવેચન કરી હવે સત્યાગ્રહ ઉપર આવું. ગયે વર્ષે કેટલાક કાર્યકર્તાઓને એ રસ્તા ઉપરથી ન જવા દીધા ત્યારે તેમણે સત્યાગ્રહ કર્યો. સ્ટેટ સરકારે તેમને જેલમાં પૂર્યા ત્યારથી એ ચાલે છે. આજે પણ મંદિરના ચારે દરવાજાની સામે સરિયામ રસ્તાથી થોડા વારને અંતરે સત્યાગ્રહ મંડળના સૈનિકો જાય છે. તેમને અટકાવવામાં આવે છે. રસ્તાની આડે એક વાડ કરી લેવામાં આવી છે. એ વાડ ઉપર પોલિસનો પહેરો છે, એટલે સૈનિકો વાડ ન ઓળંગતાં પોતાના રેંટિયા લઇને ત્યાં બેસી જાય છે અને એક એક ટોળી છ કલાક ત્યાં કાંતતાં તપશ્ચર્યા કરે છે!

## નાંબુદ્રીઓની મુલાકાત

વાઇકોમ જઇને હકીકતોની પૂછપરછ કરી ગાંધીજીએ જે નાંબુદ્રીઓ અસ્પૃશ્યોનો વિરોધ કરી રહ્યા છે તેમને પહેલા મળવાનો નિશ્ચય કર્યો. ગાંધીજીને સુચના કરવામાં આવી કે તેમણે તકરારી રસ્તાઓ પહેલા જોવા. પણ તેમણે ના પાડી. તેમણે કહ્યું, 'પહેલી વાતચીત અને મસલત વિરોધીઓ સાથે.' આ મુલાકાતને માટે તેઓ તૈયાર હતા એટલું અહીં જણાવવું જોઇએ. વાઇકોમને કિનારે ગાંધીજી ઉતર્યા અને લોકોએ માન આપ્યું ત્યાં જ એક બે જણાએ ચિઠ્ઠી મોકલી કે આમાં સનાતનીઓ નથી ભળ્યા એમ જરૂર જાણજો! એટલે તેમને મળવાની પરવાનગી ગાંધીજીએ માગી. મંદિરની છાયામાં, નાંબુદ્રીઓના મઠમાં, તકરારી રસ્તાઓ ઓળંગીને અમે ગયા.

આ વાતચીત તો એટલી સરસ હતી કે આખી આપવી જોઇએ. પણ સ્થળ નથી. સાર માત્ર આપું. એક કોરે

નાંબુદ્રીઓ અને દેવસ્થાન ખાતાનો અમલદાર તથા જીલ્લાનો કલેક્ટર અને બીજી કોરે ગાંધીજી અને રાજગોપાલાચાર્ય બેઠા હતા. વાતચીત મલયાલમમાં થતી હતી. એક ભાઇ ભાષાન્તર કરતા હતા.

ગાંધીજીએ પ્રથમ પોતાનું વક્તવ્ય સમજાવ્યું. 'જન્મને કારણે જાહેર રસ્તાઓ અથવા જાહેર સ્થાનોમાં કોઇને જવા ન દેવામાં આવે એ ન્યાય કહેવાય ? એ રસ્તા ઉપરથી ચોરો જાય, બદમાશો જાય, પશુ જાય પણ અંત્યજો જ ન જાય એ મને ભયંકર અન્યાય લાગે છે. તો શું એ અંત્યજો ચોરો અને બદમાશો કરતાં ભૂંડા ?'

'હા, જરૂર. તેમનાં પૂર્વકર્મને લીધે તેમને શિક્ષા થએલી છે.'

'શિક્ષા તો થએલી છે જ. એ તેમના અસ્પૃશ્ય જન્મવામાં છે. પણ તેની ઉપર તમારી આ વધારે શિક્ષા શી ? તે બદમાશ ચોરથી ભૂંડા કેમ ઠર્યા ?'

'ભૂંડા હશે ત્યારે જ ઇશ્વરે તેમને આ યોનિમાં જન્મ આપ્યો હશે ના ?'

'પણ ઇશ્વર ભલે સજા કરે, ઇશ્વરની ઉપરવટ થઇને આપણે સજા કરનારા કોણ ?'

'અમે તો કેવળ નિમિત્તમાત્ર છીએ. ઇશ્વર તેમને સજા કરવાને માટે અમને નિમિત્ત તરીકે વાપરે છે !' ચકિત થઇ ગાંધીજી બોલ્યા: 'વારૂ, ત્યારે એને ઉલટાવીએ. જો અંત્યજો જ કહે કે તમને સજા કરવાને માટે અમે નિમિત્ત છીએ તો ?'

'તો તો ડાહ્યા માણસો વચ્ચે પડે. ડાહ્યા માણસ એટલે સરકાર. તમે વચ્ચે પડો તો સારૂં. મહાત્માજી, તમે જ અમારી

વચ્ચે તોડ કરી આપો. અમારો હક છીનવી લેવાની એઓ વાત કરે છે, એ વાત તેમની પાસે છોડાવો.'

ગાંધીજી ખડખડાટ હસ્યા. 'તમારો તેમને રસ્તા ન વાપરવા દેવાનો હક છે એટલું તો સિદ્ધ કરી આપો. મને તો વિશ્વાસ છે કે તેમને હક છે. શાસ્ત્રમાં ક્યાંયે એવું નથી લખેલું કે જાહેર રસ્તાઓ એઓ ન વાપરે.'

દીવાન પણ તેમના આગ્રહને દુરાગ્રહ માને છે એ વાત ગાંધીજીએ તેમને જણાવી, તો તેમણે કહ્યું, 'દીવાન માને તેમાં અમને શું?'

ગાંધીજીએ 'દલિત' શબ્દ વાતચીતમાં વાપર્યો; એટલે નાંબુદ્રી પૂછે, 'તમે 'દલિત' શબ્દ કેમ વાપર્યો? શા સારુ તેઓ 'દલિત' છે તે તમે જાણો છો?'

ગાં૦: 'હા; જે કારણે ડાયરે જલીઆંવાલા બાગની કતલ કરેલી તે કારણે તમે એ લોકોને દળી રહ્યા છો.'

'ત્યારે શું જેમણે આ રૂઢિ દાખલ કરી તે ડાયર હતા? શંકરાચાર્યને તમે ડાયર કહો?'

'હું કોઇ આચાર્યને ડાયર નથી કહેતો. હું તો તમે આજે ડાયરની વૃત્તિથી કામ લઇ રહ્યા છો એમ કહું છું. અગાઉ કોઈ આચાર્યે આ રૂઢિને દાખલ કરેલી હોય એમ હું નથી માનતો અને જો હોય જ તો તેનું અજ્ઞાન ડાયરના જેવું ભયંકર હોવું જોઇએ.'

'પણ પરાપૂર્વથી જે ચાલી આવે છે તે રૂઢિનો અમે ત્યાગ કેમ કરીએ? તમે કહો છો કે સત્યાગ્રહીઓને સંકટ પડ્યું. સંકટ તો અમે ખમીએ છીએ. કારણ સત્યાગ્રહીઓ દરવાજા આગળ બેસે છે, અમારાથી તેમનો ઓળો લેવાય

નહિ, એટલે અતિશય તકલીફ વેઠીને મંદિરમાં જવાને માટે અમને લાંબે આડકતરે રસ્તે જવું પડે છે.'

'આ તો ચોર કોટવાલને દંડે એવું થયું. તમે જેને અસ્પૃશ્ય માનો તેનાથી તમે ભલે દૂર રહો પણ તેમાં તેનો શો વાંક? તમે કાંઇક તો બુદ્ધિથી આ પ્રશ્નને વિચારો.'

'ધર્મની બાબતમાં બુદ્ધિથી વિચાર ન થઇ શકે.'

'વારુ, આ રૂઢિ જો પરાપૂર્વની હોય તો તે સનાતન અને સર્વત્ર હોવી જોઇએ. એવું તો છે નહિ?'

'વાહ! મહાત્માજી, બીજા ભાગોમાં અસ્પૃશ્યતા છે તે શું? એનું એ જ. તમારા ભાગમાં અસ્પૃશ્યોને અડતા નથી; અમે તમારા કરતાં જરા વધારે દૂર રહીએ છીએ.'

તમે કહો છો કે આ લોકો બદમાસ અને ધાડપાડું કરતાં પણ ખરાબ છે તો શું તેઓ પોતાનો ધર્મ તજીને મુસલમાન કે ખ્રિસ્તી થાય એટલે ધાડપાડું બદમાશ મટી જાય છે?' આનો તેમની પાસે કશો જવાબ નહોતો. દેવસ્થાન અધિકારીએ જરા નફટાઇથી કહ્યું: 'તાજા ખ્રિસ્તીઓને હક નથી, માત્ર જે પુરાણા ખ્રિસ્તીઓ છે તેમને જ હક છે.'

રાજગોપાલાચાર્યે કહ્યું: 'ત્યારે ઇશ્વરે જે નિયમ કરેલો તેને ઉથાપવાનો ખ્રિસ્તીઓ અને મુસલમાનોને હક છે?'

ગાંધીજી: 'વારુ, તમે શંકરાચાર્યનું પ્રમાણ આપો છો તે મને જોવાનું મન છે. બતાવશો?'

'હા.'

'અને શંકરાચાર્યના ગ્રંથમાં કશું પ્રમાણ ન હોય તો તમે તમારું પગલું પાછું ખેંચી લેશો?'

'પ્રમાણ છે જ. તમે કદાચ એવો અર્થ કરો કે પ્રમાણ ન નીકળે, તેમાં અમને શું?'

'હું નહિ, કોઇ બીજો પંડિત કહે તો?'

'જો રુઢિની વિરુદ્ધ અર્થ કરવામાં આવે તો અર્થ અમે ન સ્વીકારીએ.'

'ત્યારે એ રુઢિને માટે શંકરાચાર્યનું પ્રમાણ નથી, પણ તમારૂં પોતાનું પ્રમાણ છે એમ કહોની! વારુ; કોર્ટ ઠરાવે કે આ રસ્તા અંત્યજો માટે પણ મોકળા કરો તો?'

'ત્યારે અમે તે રસ્તા ન વાપરીએ અને મંદિર છોડી દઇએ.'

આનો કાંઇ પાર આવે એમ નહોતું. ગાંધીજીએ કહ્યું, 'તમે આટલા આગ્રહથી તમારા વિધાનને વળગી રહ્યા છો તે માટે માન થાય છે. પણ તમને ચેતવવા માગું છું કે જોજો તમે હિંદુધર્મના ટ્રસ્ટીઓ છો, પ્રતિનિધિઓ છો અને જોજો તમે હિંદુધર્મને જગત આગળ બદનામ કરતા.'

આખરે ગાંધીજીએ રસ્તા સૂચવવા માંડ્યાઃ 'વારુ, એક રસ્તો બતાવું. તમે સમસ્ત લોકમતને સ્વીકારો ખરા કે?'

વચમાં એક ડોસો બોલી ઊઠ્યોઃ 'એક બે સત્યાગ્રહી વકીલો છે તેમનો મત ન લેશો હો!' નાંબુદ્રીએ જવાબ આપ્યોઃ 'સ્વીકારીએ. પણ ધર્મની વાતમાં લોકમત શા કામનો?'

એક વકીલ કહે 'સ્વીકારીએ, પણ તે લોકમત કેવળ સવર્ણોનો જ.' બીજો એક જણ કહેઃ 'ના, બધા સવર્ણોનો નહિ, કેવળ મંદિરમાં જનારાનો જ લેવો.' ગાંધીજી કહેઃ 'કેવળ સવર્ણોનો કબૂલ છે. કેવળ મંદિરમાં જનારાનો લેવામાં

તમે ન્યાયની વાત નથી કરતા. પણ જાઓ કેવળ સવર્ણોનો મત લ્યો, અમારી વિરૂદ્ધ એ મત હોય તો અમે સ્વીકારીએ અને તમારી વિરૂદ્ધ હોય તો તમારે ન સ્વીકારવો. પછી કાંઈ છે ?'

પેલા ચૂપ રહ્યા.

ગાંધીજીઃ 'વારૂ, બીજી એક શરત કબૂલ છે ? મને લાગતું નથી કે શંકરાચાર્યનું પ્રમાણ છે. હિંદુસ્તાનના પણ કોઈ નિષ્પક્ષ પંડિતને એ પ્રમાણ આપણે બતાવીએ અને તે કહે કે એ બરાબર નથી તો ?'

'શંકરાચાર્યનો પોતાનો મત નહિ, પણ તેની ઉપરના ભાષ્ય અથવા ટીકામાંથી એ પ્રમાણ મળે.'

એટલે ગાંધીજીએ ત્રીજો માર્ગ સૂચવ્યોઃ 'વારૂ, ત્યારે ત્રીજો માર્ગ લ્યો.' પણ તેઓ પૂરૂં કરે તે પહેલાં તો નાંબુદ્રી બોલ્યા :

'આખી મલબારની ભૂમિ અમને પરશુરામે લખી આપેલી છે તેની કોઈ ના પાડે છે ? છતાં તમે પરશુરામનો પટ્ટો લાવવાનું અમને કહો તો અમે ક્યાંથી લાવીએ ? તેવો જ અમારો આ હક છે. એને માટે તમે પ્રમાણ અને પટ્ટા માગો તે ક્યાંથી લાવીએ ?'

એટલે ગાંધીજીએ ત્રીજો માર્ગ કહ્યો : 'વારૂ, ત્યારે આપણે પંચથી નિકાલ કરીએ તો ? હું એક પંડિતનું નામ આપું. તમે એક આપો. અને દીવાન આપણા સરપંચ. એનો નિકાલ આપણને બંનેને કબૂલ ?' ત્રણે ઉપર વિચાર વિચાર કરીશું એમ તેમણે કહ્યું અને ગાંધીજીએ રજા લીધી. એક વૃદ્ધ નાંબુદ્રીપાદે ગાંધીજીનો આભાર માન્યો. ગાંધીજીએ કહ્યું:

'તમારા જેવા પંડિતને માટે એક વાત મૂકી જાઉં. शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ।'

એટલે ડોસા કહે: 'पंडिताः! પંડિત એટલે પરમાત્મા સાથે એક થએલા એવા. આપણે ક્યાં તેવા છીએ.'

ગાં૦: 'આટલી એક બાબતમાં તો તમે તેવા થાઓ એમ હું ઇચ્છું.'

આજે છ દિવસ થયા છે, છતાં એ સૂચનાઓ વિષે તેમનો કશો જવાબ નથી મળ્યો. દરમિયાન ગાંધીજી લોકોને ખૂબ મળ્યા, પ્રાચીન મનોદશાનો તાદૃશ ચિતાર મેળવીને તેમણે આ પ્રશ્નમાં અતિશય સૂક્ષ્મ ઉતરવા માંડ્યું છે અને એને પરિણામે જે ભાષણો તેમણે કર્યાં તેનો સાર આપવો પણ કઠણ છે. વરકલા કરીને એક જગ્યા તીર્થ મનાય છે. ત્યાં તેઓ થીઆઓના ગુરુ શ્રીનારાયણ સ્વામીને મળ્યા અને મહારાણીશ્રીને મળ્યા અને પછી જે ભાષણ આપ્યું તે તો સ્મરણીય છે.

મહારાણીશ્રીની સાથે લાંબી વાતચીત થઈ.

રાણી સાહેબના આગ્રહથી ગાંધીજી વરકલામાં તેમના મહેમાન રહ્યા અને ત્યાર પછી ત્રિવેન્દ્રમ, નાગરકોઇલ, કન્યા-કુમારી સુધી તેમનું જ આતિથ્ય ચાલુ રહ્યું છે. વાતચીતમાં તેમણે કબૂલ કર્યું કે એ રૂઢિ ભૂંડી છે, પણ લોકોના ઉપર બળાત્કાર ન થઇ શકે, સ્વતંત્રતા દરેકને હોવી જોઇએ. 'ચોર અને ડાકુને પણ તમે સ્વતંત્ર રાખો? તેમનાથી સમાજનું રક્ષણ ન કરો?' રાણીજી મૂંઝાયાં. આખરે તેમણે કહ્યું કે 'લોકમતના ઉપર બધો આધાર છે. તમે સબળ લોકમત બતાવો તો કાલે રસ્તા મોકળા થાય,'

તેમને ગાંધીજીએ સૂચવેલા ત્રણે માર્ગ બહુ પસંદ પડયા. ત્રિવેન્દ્રમમાં દીવાન સાહેબને મળ્યા. તેમની સાથે રસ્તા વિષેના કાયદા વિષે વાતો થઇ. કાંઇક મુશ્કેલી વાસ્તવિક છે એમ ગાંધીજીને પણ લાગ્યું, પણ શાસ્ત્રપ્રમાણ અને પંચની અને સમસ્ત લોકમતની ત્રણે સુચનાઓ તેમને ગમી અને લોકમત લેવામાં લોકોને સરકાર મદદ કરશે એવું તેમણે વચન આપ્યું છે.

# નારાયણગુરુના મઠમાં*

## અંત્યજો સાથે

ઈઝુવાઓ વિષે હું લખી ગયો છું. તેમની કેળવણી, તેમના સંસ્કાર વિષે પણ મેં ઇશારો કર્યો છે. તેમની કેળવણીનું કારણ એ છે કે ત્રાવણકોર રાજ્યમાં બધી શાળાઓ અંત્યજના બાળકો માટે પણ ખુલ્લી છે અને અંત્યજનાં બાળકો તેનો લાભ પણ પુષ્કળ લે છે. ૪,૦૦૦ ગામડાંમાં શાળા વિનાનું એક પણ ગામડું ન હોય. હિન્દુસ્તાનમાં સાક્ષરતાનું વધારેમાં વધારે પ્રમાણ ત્રાવણકોરમાં છે. હજારે ૩૮૦ પુરુષો અને ૧૭૧ સ્ત્રીઓ બીજા એકે રાજ્યમાં અથવા બ્રિટીશ પ્રાંતમાં શિક્ષિત નથી. અમારી દક્ષિણની મુસાફરી આખી પશ્ચિમ કિનારે કિનારે કાં તો હોડીમાં કાં તો મોટરમાં હતી. ક્વીલોનથી ત્રિવેન્દ્રમ જતાં સવારે સેંકડો બાળકો રસ્તામાં મળ્યાં હશે, પણ ત્રણ ચાર વરસનાંના હાથમાં પણ પાટી અને ચોપડી તો હોવાની જ. આંખને ઠારે એવું એ દૃશ્ય હતું. અને એમાં કેટલાંયે અંત્યજ બાળકો હતાં.

---

* 'ત્રાવણકોરનો પત્ર ૩' એ લેખમાંથી

પણ અંત્યજોએ આ ભાગમાં સંઘશક્તિ પણ ખૂબ બતાવી છે. ત્રાવણકોરમાં તો શું પણ તામિલ પ્રાંતમાં પણ અંત્યજની સંઘશક્તિ આપણા ભાગો કરતાં વધી જાય. અંત્યજોના પોતાના જ હજામ, ધોબી, સુતાર, લુહાર. આપણે ત્યાં ક્યાં છે ? શ્રી૦ રાજગોપાલાચાર્યે પોતાના પુદુપાલયમના આશ્રમમાં અંત્યજો લીધા છે, એટલે તેમની આસપાસનાં ગામડાંમાં ખળભળાટ શરૂ થયો છે. રાજગોપાલાચાર્યે મને કહ્યું કે કદાચ અંત્યજો સિવાય બધા અમારો ત્યાગ કરે અને અંત્યજો મને ખાતરી આપે છે કે સુતાર, લુહાર, હજામ પણ અમે જ મેળવી આપીશું.

ત્રાવણકોરમાં એ સ્થિતિ વધારે મોટે અંશે છે. વરકલામાં એમના ગુરુની ગાદી છે. આ ગુરુએ પોતાનો મઠ એક સુંદર ટેકરી ઉપર બાંધ્યો છે, ત્યાંની સ્વચ્છતા આંખે ઉડીને વળગે એવી છે, ત્યાં ચાલતી શાળામાંના છોકરાના સંસ્કૃતના ઉચ્ચાર બ્રાહ્મણના બાળકને શરમાવે એવા છે. એક પ્રાર્થનામાં બે બાળકો ઇશોપનિષદના મંત્રો આશ્ચર્યકારક શુદ્ધ ઉચ્ચારથી બોલેલા. મલયાલમ ભાષાની તો શાળાઓ એમની પુષ્કળ છે જ. અને કેવળ થીઆઓ ( અથવા ઇઝુવાઓ )ની પાસે મળેલું લગભગ ૨૫ લાખનું ફંડ નારાયણગુરુ સ્વામી પાસે છે અને બાગબગીચાઓની કાયમની ઉત્પન્ન છે. સ્વામીનો બીજો મઠ વાઇકોમથી સાઠેક માઇલને છેટે આલવાઇમાં એક સુંદર નદીને કિનારે છે અને ત્યાં એક અદ્વૈતાશ્રમ નામની પાઠશાળામાં સંસ્કૃતાભ્યાસ કરાવવામાં આવે છે.

આવી બીજી અનેક સંસ્થાઓ ખોલવાની સ્વામીજીની ઇચ્છા છે. સ્વામીજીના હાથ નીચે અનેક બ્રહ્મચારીઓ છે,

જેઓ સંન્યાસીને વેષે રહે છે. ટૂંકામાં સ્વામીજીએ બ્રાહ્મણોના આચારનું સંપૂર્ણ અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે. કોઇપણ વસ્તુનું અનુકરણ કરવાનો પ્રયત્ન થાય એ જ તે વસ્તુની મહત્તા બતાવે છે. એટલે એમાં બ્રાહ્મણો અને થીઆઓનું બંનેનું શ્રેય છે. પણ બ્રાહ્મણો જાગૃત ન થાય તો તેમની સ્થિતિ શરમભરેલી થઇ પડશે.

બીજી બાજુએ થીઆઓની ઉપર પણ અંકુશની જરૂર છે. ઊંડે ઊંડે તેમની પોતાના જ ધર્મની ઉપર હુમલો કરવાની વૃત્તિ હોય એવું જણાયું. જે ધર્મના અનુયાયીઓ તેમને અપનાવવા માગતા નથી એટલું જ નહિ પણ જેમને તેમની સૂગ છે તેમનો ત્યાગ કરવો અને તેમના ધર્મના કરતાં કાંઇક બીજો ધર્મ ચલાવીએ તો શું ખોટું એવી વૃત્તિ પણ ઊંડે ઊંડે તેમનામાં હોય. મદ્રાસમાં તો એક સ્વામી — અંત્યજ — ની પાસે ગાંધીજીને પ્રાયશ્ચિત્ત કરાવવું પડયું. તેમણે તો એવા જ ભાવાર્થની ધમકી આપી કે હિંદુઓ ન ચેતે તો ઢગલાબંધ અંત્યજો બીજા ધર્મમાં ભળશે. એ ધમકી માટે ગાંધીજીએ તેમને સખત ઠપકો આપ્યો અને હિંદુધર્મમાં રહેવામાં તેઓ કોઇના ઉપર ઉપકાર નથી કરતા એ સમજાવ્યું અને આપે સંન્યાસી થઇને ધમકી આપવાની અને ડરાવવાની વાત કરવી એ ભગવાંને લજાવવા જેવું છે એમ તેમને સમજાવ્યું. પરિણામે તેમના મન ઉપર એટલી અસર થઇ કે તેઓ તુરત શ્વેત ખાદી લઇ આવી, પોતાનાં ભગવાંનો ત્યાગ કરી શ્વેત ખાદી પહેરીને ગાંધીજી આગળ રજૂ થયા અને પશ્ચાત્તાપ કર્યો.

નારાયણગુરુ સ્વામીને ગાંધીજીએ જ્યારે પૂછેલું કે, 'તમારો ધર્મ ?' ત્યારે તેનો સીધો જવાબ ન આપતાં તેમણે કહેલું કે

'એક ધર્મ નહિ. હું તો એક ધર્મ, એક જાત અને એક ઇશ્વરમાં માનું છું.' તેમના આલવાઇના અદ્વૈતાશ્રમના બાળકોએ માનપત્ર આપ્યું તે સંસ્કૃતમાં હતું અને તેમાં પણ પ્રથમ વાક્ય એ હતું કે 'શ્રી નારાયણ પરમહંસદેવ સંસ્થાપિત મનુષ્યોની એક જાતિ, એક મત અને એક ઇશ્વર એવું આર્ય સત્ય પ્રચલિત કરવાને માટે સ્થપાએલા આ અદ્વૈતાશ્રમના પ્રતિનિધિ આપનું સ્વાગત કરીએ છીએ.' પછી ગાંધીજીની સ્તુતિ કરતાં તેમનામાં 'ઇશુની ત્યાગશીલતા, પાર્થસારથીનું ધર્મરક્ષાનૈપુણ્ય, શાક્યદેવની હિંસારહિતતા, શ્રીમચ્છંકરાચાર્યની બુદ્ધિમતા, રંતિદેવનું કારુણ્ય અને મહમદ પેગંબરનું સ્થૈર્ય' છે એમ જણાવ્યું હતું. એક થીઆ કાર્યકર્તાએ પોતાની એક છોકરીને મેરી નામ આપેલું, છોકરાને મહમદઅલી નામ આપેલું સાંભળ્યું.

આ બધા રંગ જોઇને ગાંધીજીએ વરકલામાં અને આલવાઇમાં બે મહત્ત્વનાં ભાષણ કર્યાં.

### વરકલામાં

વરકલાના ભાષણનો સાર આ રહ્યોઃ

"હું સનાતનીઓને મળ્યો. તેમણે મારા માથામાં કર્મનો સિદ્ધાન્ત માર્યો. કર્મનો સિદ્ધાન્ત એટલે દરેકને પોતાના કરેલાનું ફળ મળે, પોતે જેનો વારસો મેળવ્યો હોય તે ભોગવવો પડે અને તે યોગ્ય છે. હિંદુધર્મ કર્મના સિદ્ધાન્તમાં માને છે અને વિજ્ઞાન પણ તેમાં માને છે. પણ વિજ્ઞાન તો એમ પણ કહે છે અને હિંદુધર્મ એમ કહે છે કે માણસ પોતાનાં કર્મને તેથી વિરોધી કર્મ કરીને ધોઇ નાંખી શકે છે. જો આગલા

અવતારમાં મેં કાંઇક પાપ કરેલું હોય તો તે પુણ્ય કરીને ધોઇ નાંખવાનું મારા હાથમાં છે અને જેમ પુણ્ય કરીને પાપ ધોવાનું આપણા હાથમાં છે તેમજ અંધ કુધારકોના હાથમાં પાપ કરીને પોતાનાં પુણ્ય ધોઇ નાંખવાનું પણ સામર્થ્ય છે. કર્મનો સિદ્ધાન્ત કોઇની તમા રાખતો નથી; રાય અને રંક, બ્રાહ્મણ અને અંત્યજ તેને સરખા છે. પણ સનાતનીએ.ને તમે ભૂલી જાઓ. માણસ પોતાનાં ભાગ્યનો વિધાતા છે અને તમે પણ તમારા ભાગ્યના વિધાતા બનો. હું અંધ રૂઢિપૂજા અને રૂઢિનાં બલિદાનોની વચ્ચે શ્રૃંખલારૂપ થવાનો પ્રયત્ન કરૂં છું, એટલે તમને બંનેને હું પોતાના કરવા માગું છું. એટલે આજે શ્રી નારાયણગુરુ સ્વામી આગળ મેં મને પોતાને ભંગી તરીકે વર્ણવ્યો. મને પોતાને ભંગી તરીકે ઓળખાવવામાં કશી શરમ નથી લાગતી અને કોઇ પણ ભંગી પોતાના ધંધાથી ન શરમાય એમ હું ઇચ્છું છું. જો ભંગી પોતાના ધંધાને વફાદાર હોય તો તે આરોગ્યરક્ષક હોવો જોઇએ. મેં મને વણકર, કાંતનાર અને ખેડુત તરીકે પણ ઓળખાવ્યો હતો. સનાતનીઓ કહે છે કે દલિત વર્ગ દલિત રહેવાને સરજાએલો છે, કારણ કે તેઓ અવગુણો લઇને જન્મેલા છે. આપણે તેમને બતાવવું રહ્યું કે માણસ એકે અવગુણ લઇને જન્મતો નથી. કશું લઇને જન્મતો હોય તો તે ગુણ લઇને જન્મે છે. પોતાની શક્તિની તેને ખબર પડે છે કે માણસ લગભગ દેવ બને છે અને આપણે સૌ છીએ તેવા જ ન રહીએ પણ બનવું જોઇએ તેવા બનીએ એમ હું ઇચ્છું છું.

“તમારામાં ઘણા કેળવાએલા છે, તમારામાં વકીલો, દાક્તરો અને મોટા ધંધાદારીઓ છે એ જાણીને મને આનંદ

થાય છે, પણ તેથી મને સંતોષ નથી થતો. એ બધું સારૂં છે, પણ એટલાથી સંતુષ્ટ થઇને ન બેસી રહેવાય. ચારિત્રની જ અંતે અસર પડવાની છે, અક્ષરજ્ઞાનની ન પડે. એટલે તમે તમારા સત્ત્વગુણો કેળવો અને તમે જોશો કે ગમે તેવું બળ પણ તમારી સામે નહિ ઊભું રહી શકે. દલિત વર્ગોએ પોતાનો ઉદ્ધાર કર્યાના ઘણા દાખલા હું જાણું છું અને તેમના જેવું તમે કરી શકો એમ હું ઇચ્છું છું. તમે હિંદુધર્મની પ્રતિષ્ઠાના રક્ષકો તમને સમજો એમ હું માગું છું. આજે તમારામાંના કેટલાક અધીરા છે — ત્રાવણકોરમાં જ નહિ, પણ આખા હિંદુસ્તાનમાં. એ અધીરાપણું બરાબર નથી. અધીરા થયે તમે કાયમનો સુધારો નથી મેળવી શકવાના. અધીરા તો પોતાની સાથે થવું જોઇએ, પ્રતિપક્ષીની સાથે નહિ. અંગ્રેજોની સાથેના વર્તન માટે પણ મેં એ જ ઉપાય સૂચવ્યો છે અને સનાતનીઓની સાથેના વર્તનમાં પણ તમને ધીરજ અને શાંતિના ઉપાય જ હું સૂચવી શકું છું. આપણામાં જે જે દોષો અને અપલક્ષણોનો આરોપ કરવામાં આવે છે તે તમામ દૂર કરીને જગત આગળ ચોખ્ખા થઇને ઊભા રહીશું તો સનાતનીઓએ કશું કહેવાનું નહિ રહે એમ તમે ખચિત માનજો. તમે કહેશો કે જાહેર રસ્તા ઉપર જવામાં વળી ચારિત્ર અને દોષશુદ્ધિને શું લેવાદેવા હોય, પણ હું તમને જરા ઊંડે જઇને વિચાર કરવાની વિનંતિ કરૂં છું. સનાતનીઓએ કેટલાક જાહેર રસ્તાઓના ઉપયોગ સાથે ધર્મને એટલો બધો ભેળવી દીધો છે કે તેમાંથી તેને છૂટો કરી નથી શકતા. તેમની વૃત્તિ ખોટી, અયોગ્ય અને પાપી છે. પણ તે મારી દૃષ્ટિએ, તમારી દૃષ્ટિએ, સનાતનીઓની દૃષ્ટિએ નહિ. એક સમય એવો હતો કે જ્યારે આપણા

પૂર્વજો મનુષ્યનાં બલિદાન આપતા. એ રિવાજ પૈશાચી હતો, અધર્મ્ય હતો, પણ તેઓ તેમ નહોતા માનતા. તેમને તો પાપ એ પુણ્ય લાગતું હતું અને આજે તેમને આપણા ધોરણે માપીએ તો ભારે અન્યાય કરીએ. જો તેમને ન્યાય કરવો હોય તો આપણે તેમની સ્થિતિમાં આપણને મૂકી જોવા જોઇએ અને મનુષ્યમેધ બંધ થયો ત્યારે તેમને કેવું લાગ્યું હશે તે સમજવું જોઇએ. આ હું કહું છું તે ભૂતકાળના પાપોના બચાવમાં નહિ, પણ તેમના પાપના મૂળમાં તેમનું અજ્ઞાન હતું એટલું જાણીએ તો આપણે તેમને અન્યાય ન આપીએ એવો સંભવ છે. આજે પણ આજના અંધ રૂઢિપૂજકોની સ્થિતિ પણ તમે એવી જ સમજો. તેમનામાં પણ અજ્ઞાન ભરેલું છે. આનો મને કડવો અનુભવ છે. મારી પોતાની સ્ત્રી અને મારી વચ્ચે જે દુરાગ્રહની ભીંત ઊભી છે તેને હું તોડી નથી શક્યો, પણ તેની સાથે મારાથી અધીરા ન થવાય. તેને માટે અતિશય લાગણી, અતિશય વિવેક અને તેના કરતાં પણ વધારે મમતા રાખીને જ હું તેના વિચાર બદલવાની આશા રાખી શકું. મારા પોતાના વર્તન વિષે હું અતિશય કડક રહું, મારા પોતાના દરેક દોષો વિષે અધીરો બનું, પણ મારી સ્ત્રીની સાથે અધીરા થવું મને ન પાલવે. એ જ રીતે તમે સનાતનીઓની સાથે વર્તો એમ હું ઇચ્છું છું. સાચા ધર્મ-જીવનનું એ રહસ્ય છે.

"સ્વામીજીએ એક જાતિ, એક ધર્મની વાત કરી. મેં તેમનો વિરોધ કર્યો હતો અને અહીં પણ કરવાની રજા લઉં છું. જ્યાં સુધી જુદાં જુદાં મસ્તકો પડ્યાં છે ત્યાં સુધી મતિ પણ જૂદી હોવાની, ધર્મ પણ જુદા જુદા હોવાના જ, પણ

ધર્મનિષ્ઠ જીવનનું રહસ્ય તો એ છે કે એકબીજાના મત ને ધર્મને વિષે આપણામાં સહિષ્ણુતા હોય. કોઇ ધર્મના આચારમાં આપણને પાપ જેવું જણાતું હોય તે તેમને પાપ ન જણાતું હોય. ભેદો છે જ અને રહેવાના. તે વિષે આંખ મીંચેલે ચાલે એમ નથી. તે ભૂંસી નાંખવાની ઇચ્છા હોય તોયે તે ભૂંસાય એમ નથી, પણ તે છે ત્યારે મારે હું જેમનાથી જૂદો પડું છું તેમની સાથે પણ મમતા રાખ્યે જ છૂટકો. આ ન્યાય આખા જગતને વિષે સાચો છે. સૃષ્ટિમાં તમને બે વસ્તુઓ સમાન ન માલમ પડે. આજે ઝાડ તળે આપણે બેઠા છીએ તે ઝાડનાં બે પાંદડાં કે બે ડાળ સરખી નથી, જો કે તેનું મૂળ એક છે, પણ સરખાં ન હોવા છતાં તે બધાં જેમ એકબીજાને વળગી રહ્યાં છે અને સુંદર વૃક્ષ રચી રહ્યાં છે તે જ પ્રમાણે ભેદથી ભરેલી માનવજાતિ અનેક ભેદો છતાં સ્નેહથી સંધાએલી અને પરસ્પર બદ્ધ આપણે બનાવવી જોઇએ એ તો પ્રેમનો મારગ, સહિષ્ણુતાનો મારગ સ્વીકારીએ તો બને. એટલે અંધ રૂઢિપૂજકોનું કાળું અજ્ઞાન મને ચોખ્ખું દેખાય છે છતાં તેમની સાથે હું અધીરો ન થાઉં અને ધર્મનિષ્ઠ જીવન ગાળનારને અને આ જ જન્મમાં આત્માને ઓળખવા ઇચ્છનારને પોતાના વિચાર, વાણી અને પ્રત્યેક વર્તનમાં પ્રેમ અને અહિંસાનો જ માર્ગ બતાવી શકું."

## આલવાઇનું ભાષણ

વરકલાના ભાષણનો બાકીનો ભાગ અહીં નથી આપતો. આલવાઇના અદ્વૈતાશ્રમના સંસ્કૃત માનપત્રનો હું ઉપર ઉલ્લેખ કરી ગયો, તેનો જવાબ આપતાં ગાંધીજી આ પ્રમાણે બોલ્યાઃ

"તમે જે સુંદર માનપત્ર આપ્યું છે અને જે એક અંત્યજ છોકરાએ સુંદર રીતે વાંચી સંભળાવ્યું છે તેને માટે હું તમારો આભારી છું. હું દિલગીર છું કે હું તમને સંસ્કૃતમાં જવાબ આપી શકતો નથી. છતાં હું સંસ્કૃત પંડિત હોત તોપણ હું સંસ્કૃતમાં જવાબ નહિ આપત: કારણ આજે દુર્ભાગ્યે આપણે હિંદુઓએ સંસ્કૃતના અભ્યાસની અવગણના કરી છે, એટલે આમવર્ગ તો સંસ્કૃત સમજી શકે એવી આશા રાખી શકાય જ નહિ, પણ અહીંના સંસ્કૃત વાતાવરણને અનુકૂળ થવાને અર્થે જો હિંદીમાં બોલી શકાત તો હું કદાચ હિંદીમાં બોલ્યો હોત. પણ તે તમે સમજી શક્યા ન હોત. એ આપણી દુર્દશા સૂચવે છે. હું ઇચ્છું છું કે આશ્રમના સંચાલકો અહીંના દરેક વિદ્યાર્થી હિંદી સમજી શકે એવી વ્યવસ્થા કરે. આપણે આપણી મર્યાદા સમજીએ એ જરૂરનું છે. આજે સંસ્કૃતથી આપણા જીવનને ઓતપ્રોત કરી દેવું એટલે કે આપણો બધો વ્યવહાર સંસ્કૃતમાં ચલાવવો એ આપણી શક્તિની બહાર છે. પણ હિંદીમાં આપણો વ્યવહાર ચલાવતાં થવું એ કાંઇ કઠણ વાત નથી.

"તમારો મુદ્રાલેખ 'એક જાતિ, એક ધર્મ, એક ઇશ્વર' એ છે. શ્રી નારાયણગુરુ સ્વામીની સાથે આ બાબતમાં મારે ચર્ચા થઇ હતી અને તમારા માનપત્રમાં પણ તમે એને અગ્રસ્થાન આપ્યું છે એટલે મારા ઉત્તરમાં પણ તેનો ઉલ્લેખ કરવાની મને ફરજ પડે છે. મને લાગે છે કે એ મુદ્રાલેખમાં રહેલી વસ્તુ પ્રાપ્ત કરવી એ પણ આપણી શક્તિની બહાર છે. એક ઇશ્વરનો સિદ્ધાંત હું સમજી શકું છું. એ એક ઇશ્વરને આપણે કરોડો રીતે ભજીએ છતાં તેને આપણી ભક્તિ પહોંચે

છે. પણ મને લાગે છે કે માનવજાતિ જ્યાં સુધી ટકશે ત્યાં સુધી અનેક મત અને અનેક ધર્મ રહેવાના જ, કારણ મન એક નથી, અનેક છે. કુદરતના તરફ જોઇશું તો તે આપણને અનહદ વિવિધતાથી ભરેલી ભાસશે. અને એ વિવિધતા દ્વારા ઈશ્વર એકને બહુ થાય છે. મને લાગે છે કે માનવજાતિના ઇતિહાસની કોઇ પણ દશાએ જગત એક ધર્મનું અને એક મતનું થશે એવી આશા રાખવી એ કુદરતી નિયમને ઉલટા ઇચ્છવા જેવું છે. મારા પરિમિત શ્રવણ, મનન ને નિદિધ્યાસનને પરિણામે મને લાગે છે કે વર્ણાશ્રમધર્મ વિના માનવસમાજને ચાલે એમ નથી. એટલે વિવિધ ધર્મ અને વિવિધ મત પણ અનિવાર્ય લાગે છે. આપણું લક્ષ્ય તો સહિષ્ણુતા હોવું જોઇએ. જો આપણે સૌ એક મતના થઇએ તો એ ઉદાર ગુણને માટે ક્યાં અવકાશ રહે છે? પણ સૌ એક મતના થાય એ આકાશપુષ્પવત છે. એટલે એકબીજાના મતને સહન કરી લેવા એ જ વસ્તુ આપણે માટે શક્ય જણાય છે. મારા મુસલમાન મિત્રોના મત પ્રમાણે હું જન્મથી મૂર્તિપૂજક, જન્મથી અવતાર અને પુનર્જન્મને માનનારો, — મારે મૂર્તિપૂજામાં ન માનનારા અવતારને ન માનનારા અને કદાચ પુનર્જન્મમાં પણ ન માનનારા મુસલમાનોને માટે સહિષ્ણુતા કેળવવી જ જોઇએ. અવતારમાં માનનારો હું, ઈશુ જ એક પરમેશ્વર હતો અથવા ઈશુ જ ઈશ્વરનો એક પુત્ર હતો એમ નથી માનતો. પણ મારે મારા ખ્રિસ્તી મિત્રો ઈશુને જ ઇશ્વરરૂપે માને છે એ સહન કરવું જોઇએ અને તે જ પ્રમાણે મુસલમાનો અને ખ્રિસ્તીઓએ કન્યાકુમારી અને જગન્નાથને હું પ્રણિપાત કરું તે સહન કરવું જોઇએ. એ સહિષ્ણુતાનો કાળ મારા પોતાના જમાનામાં જ

હું આવતો જોઉં છું, કારણ અહિંસાધર્મના મૂળમાં સહિષ્ણુતા જ રહેલી છે. સત્યધર્મના મૂળમાં પણ એ જ સહિષ્ણુતા રહેલી છે. ઇશ્વરની જેમ સત્ય પણ સહસ્રવિધ છે. પણ સત્ય શું છે તે વિષેનો મારો જ મત ખરો અને બીજાનો ખોટો એવી હઠ મારાથી ધરી નહિ શકાય. એટલે મને લાગે છે કે અન્યોન્ય સહિષ્ણુતા અને અન્યોન્ય પ્રેમનો ધર્મ સાધવાનો જમાનો હવે નજીક આવતો જાય છે. એટલે શ્રી નારાયણગુરુ સ્વામીને સહિષ્ણુતાનો મુદ્રાલેખ સ્વીકારવાનું હું ન સમજાવી શકું તો તેમના હાલના મુદ્રાલેખનો મારો પોતાનો અર્થ કરીને હું સંતોષ માનીશ.

"પણ આ સૂક્ષ્મ ચર્ચા છોડી જરા સ્થૂલ ઉપર આવીએ. જો એક જાતિ, એક ધર્મ અરે એક મતનો આદર્શ આપણે ન રાખી શકીએ તો આપણા દેશના હિતને માટે નિત્ય, નિયમિત કરવાના એક કાર્યનો આદર્શ તો જરૂર રાખી શકીએ. આપણે ખાદી પહેરીને દેશના ગરીબમાં ગરીબની સાથે અનુસંધાન મેળવતાં ક્યારે શીખીશું? ગરીબનું અને આપણું હિત એક કરવાનો એટલો એક મન્ત્ર આપણે સાધી શકીએ છીએ. વિશ્વપ્રેમની વાત કરવાને બદલે અમદાવાદ, જાપાન અથવા ઇંગ્લંડનો કૅલિકો છોડી અહીંનાં આપણાં બહેનો અને ભાઇઓએ કાંતેલુંવણેલું કાપડ પહેરવામાં રહેલો સહજ પ્રેમ આપણે અનુભવી શકીએ એટલે બસ. શ્રી નારાયણગુરુ સ્વામીએ મને ખાતરી આપી છે કે તેઓ પોતે કાંતશે અને પોતાના અનુયાયીઓને ખાદી પહેર્યા વિના પોતાની પાસે આવતા અટકાવશે.

"અહિંસા અને પ્રેમના ધર્મનો અમલ બીજી એક વાતમાં પણ આપણે કરવાનો રહે છે. આપણા જ ભાઈઓને આપણે અસ્પૃશ્ય અને દૂર રાખીએ છીએ એ પાપમાંથી આપણે દેશને મુક્ત કરવો જ જોઈએ. એક સવર્ણ હિંદુએ આવીને મને કહ્યું કે ઇઝુવાઓ પોતાથી ઉતરતા અંત્યજોને અસ્પૃશ્ય ગણે છે. તે બંધ થવું જ જોઈએ. વળી એણે મને એમ પણ કહ્યું કે ઇઝુવા અને પુલયા દારૂ છોડે તો અસ્પૃશ્યતાના સવાલનો નીવેડો આપોઆપ આવી જાય. આને હું યોગ્ય બચાવ નથી માનતો. પણ એ સલાહનો લાભ લઈને આપણે તો જે કરવું જોઈએ તે કર્યે જ છૂટકો. આપણે એવો જવાબ નથી આપી શકતા કે સવર્ણ હિંદુઓ પણ છાનામાના પીએ છે. આપણે આપણા જ દોષો જોઈએ અને દૂર કરીએ એટલે બસ છે. મને આશા છે કે અહીંના સંસ્કૃત વાતાવરણમાં મેં જે કંઇ સંક્ષેપમાં તમને કહ્યું તે તમે હૃદયમાં ઉતારશો અને શ્રી નારાયણગુરુ સ્વામી જે ધર્મનો આદર્શ રાખી રહ્યા છે તેના પ્રત્યે સત્વર જશો."

## બોટાદમાં*

આ મુસાફરી ગઇ મુસાફરી કરતાં કંઇક જૂદી હતી. ગઇ મુસાફરી અનેક રાજાઓના નિમંત્રણને અનુસરીને ગોઠવાએલી. આ કાઠિયાવાડની પ્રજાની ઇચ્છાને અનુસરીને. આરંભ બોટાદથી કરવામાં આવ્યો એમાં ઔચિત્ય જ હતું. બોટાદના 'સ્પૃશ્ય' વર્ગનું નિમંત્રણ હતું એમ નહિ, પણ બોટાદ દુદાભાઇનું ગામ એટલે ગાંધીજી ત્યાં જવા પહેલા આકર્ષાયા. સત્યાગ્રહાશ્રમમાં ઠીક ઠીક સમય ગાળ્યા બાદ દુદાભાઇ બોટાદની અંત્યજશાળા ચલાવે છે. બહુ નાનકડી શાળામાંથી ભાઇ દુદાભાઇએ એને ૯૦ વિદ્યાર્થીઓની શાળા બનાવી છે. શાળાનો મેળાવડો દેડવાડે જ થયો, બાળકોએ સુંદર ભજન ગાયાં અને ખાદીનાં ઇનામ લીધાં. ગામના થોડા લોકો તો તેમાં હાજર હતા જ, પણ કહેવાય છે કે બ્રાહ્મણોએ અને બીજા સનાતની હિંદુઓએ ગાંધીજીના આગમનનો

---

* 'કાઠિયાવાડમાં ત્રીજીવાર' એ લેખમાંથી

બહિષ્કાર કર્યો હતો. ગાંધીજીએ તો અંત્યજોને કહ્યું: 'બ્રાહ્મણોએ બીજાને અહીં આવવામાં બંધી કરી તેની કશી ચિંતા નહિ. આપણને નથી બ્રાહ્મણો સાથે ઝગડો કે નથી કોઇની સાથે. જેને અસ્પૃશ્યતા ધર્મ લાગે તે તે પ્રમાણે કરે અને આપણે આપણી સમજ પ્રમાણે કરીએ. તમારામાં તપશ્ચર્યા અને સાધુતા હશે તો એઓ કાળે કરીને સમજશે કે એ લોકો તમારી સામે કેવો ગુન્હો કરી રહ્યા છે. તમારો ત્યાગ થવામાં તમારા ધર્મની પરીક્ષા થાય છે, તમે ઇશ્વરમાં કેટલો ભરોસો રાખો છો તેની કસોટી થાય છે. મારો તો એક ધોરી રસ્તો છે. જગતમાં સૌને માથું ઝૂકાવીને ચાલવું—કોઇનાથી ડરીએ છીએ એ માટે નહિ, પણ સૌનું માન રાખવું જોઇએ એ સારૂ.' આટલું કહી સ્વચ્છતા સાધવાનો તેમને બોધ—રામનામનો મંત્ર આપ્યો.

સનાતનીઓનો બહિષ્કાર તો ઘડીકનો કહેવાય. કારણ ગાંધીજી દેહવાડામાં ફરી આવ્યા એટલે તેમને ગામમાં લઇ જવામાં આવ્યા અને ત્યાં દરબારગઢમાં એક મોટો જલસો થયો. ત્યાં ગાંધીજીએ કહ્યું: 'તમને મારો સંદેશો પહોંચાડવાનો લાભ મને મળ્યો એ સરસ થયું. અહીં બ્રાહ્મણો મારાથી નારાજ છે, તેમને મારૂં કામ પસંદ નથી એમ સાંભળીને મને જરાય રોષ નથી ચઢયો. દુ:ખ થયું ખરૂં, કારણ જેને હું પુણ્ય કર્મ માનું છું તેમા વિઘ્ન આવે છે. પણ મારો બોટાદના તમામ હિંદુઓએ ત્યાગ કર્યો હોત તોયે મને રોષ ન જ ચઢત. મારે મારો સંદેશો સંભળાવવાને અને સમજાવવાને માટે વધારે તપશ્ચર્યા કરવી રહી છે એમ સમજત. પણ બધા મારો ત્યાગ કરે તેથી હું મારા ધર્મનો ત્યાગ ન કરી શકું.

આખું જગત ત્યાગ કરે તોપણ જે માણસ પોતાની માન્યતા, મત કે સિદ્ધાન્ત ઉપર કાયમ રહે તે જ ધર્મી કહેવાય. ધર્મ તેનું નામ કે જેને સારૂ માણસ બધું હોમી દે, જેને માટે મરવાને તૈયાર થાય, પછી ભલે જગત તેના ધર્મને પાપ કહે કે પાપંડ કહે. પોતાના સિદ્ધાન્તને માટે સર્વસ્વ હોમી દેવા જેટલા આત્મવિશ્વાસવાળો માણસ તે જ ખરો ધર્મી. અસ્પૃશ્યતાના પ્રશ્ન વિષે મારો આત્મવિશ્વાસ એટલે અંશે પહોંચેલો છે એટલે જ હું જ્યાં ત્યાં કહ્યા કરૂં છું કે અસ્પૃશ્યતા એ પાપ છે, મેલ છે, એનો આપણે ત્યાગ નથી કર્યો ત્યાં સુધી હિંદુસ્તાનનો ઉદ્ધાર નથી. ......મારો ત્યાગ કરશો તેમાં મને કશું જ નુકસાન નથી. પણ કદાચ તમને કાંઇક ખોવાપણું હોય. કારણ તમે મારા જેવો સેવક ગુમાવી બેસશો.'

# અંત્યજોની હાડમારી

કાઠિયાવાડના આ પ્રવાસમાં મને અંત્યજોનાં દુઃખોનું વિશેષ દર્શન થયું. તેઓને ગામડાંના કુવાઓમાંથી પાણી નથી મળતું. જેમાંથી જાનવરો પાણી પીએ છે તેમાંથી પાણી લેવાની તેમને રજા આપવામાં આવે છે. આ દુઃખની ફરિયાદ તેઓએ મને ઘણી જગ્યાએ કરી. દુઃખ પણ થોડું નથી. દરેક ગામમાં તેઓને સારૂ નોખા કુવા બંધાવવા એ લગભગ અશક્ય છે. કાઠિયાવાડની કઠણ ભૂમિમાં જ્યાં પાણી બહુ ઊંડે જ નીકળે ત્યાં એક કુવો ત્રણ હજાર રૂપિયા પણ ખાય. એવી સ્થિતિમાં કેટલા નવા કુવા બનાવી શકાય? પાણીનો હક બધાનો હોય છે. તેમાંથી પણ અંત્યજોને દૂર રાખવા એ તો તિરસ્કારની સીમા ગણાય. લોકો સ્પર્શથી અભડાય તો તેઓને સારૂ પાણી ભરવાનો નોખો સમય ભલે રાખે. આવી કઠોરતામાં ક્યાં ધર્મ છે તે હું જોઇ શકતો નથી.

## અંત્યજોની અવળાઇ

જેમ અંત્યજોના પ્રત્યેની નિર્દયતાનો વધારે અનુભવ થયો તેમ આ વેળા અંત્યજોની અવળાઇનો પણ કડવો અનુભવ ઠીક થયો. ઢસા, હડાળા અને માંગરોળના અંત્યજોની સાથે વાત કરતાં મેં જોયું કે તેઓ મુએલાં ઢોરની માટી ખાય છે. આ માટીને તેઓ ધૂળને નામે ઓળખે છે. આ ગંદી ટેવ છોડવાનું મેં ખૂબ કહ્યું ત્યારે તેઓએ જવાબ આપ્યો કે એ તો ઘણો વખત થયાં ચાલતું આવે છે તેથી એ રિવાજ છોડાય તેમ નથી! ઘણું સમજાવતાં છતાં તેઓ એક ટળી બે ન થયા. છોડવું જોઇએ એ કબૂલ કર્યું પણ છોડવાની શક્તિ નથી એમ કહી સ્થિર થયા. હિંદુસમાજને ઘણું સમજાવતાં છતાં સડેલું માંસ ખાનાર પ્રત્યે મનનો અણગમો ને સૂગ તેમનામાંથી કાઢવાં અતિશય મુશ્કેલ પડશે. કદાચ તેઓની આ કુટેવને લોકો સહન કરશે પણ તેમને ભાવે નહિ જ ભેટે. ગમે તેવી વિપત્તિ છતાં અંત્યજોએ આ કુટેવને કાઢવાનો ભારે પ્રયત્ન કરવાની જરૂર છે. તેઓએ, તેઓના સાધુઓએ, જબરદસ્ત હીલચાલ શરૂ કરી આ અતિ ગંદી ટેવને કાઢી નાંખવી જ જોઇએ. એક અંત્યજે પોતાની નબળાઇ કહેતાં એટલે દરજ્જે પોતાનું નિખાલસપણું બતાવ્યું કે તે બોલ્યોઃ 'જો અમને ઢોર ઉપાડવાનું જ ન કહો તો અમે તેને ખાવાનું છોડી દઇએ.' મેં કહ્યું: 'દરબાર સાહેબ એવો કાયદો જ કરે કે કોઇ પણ ચમારે મુએલાં ઢોર ન ઉપાડવાં તો તે તમને કબૂલ છે?' તે તુરત જ બોલી ઉઠયોઃ

'અમને કબૂલ છે.'

'પણ પછી આજીવિકા ક્યાંથી મળશે?'

'ગમે તેમ કરીને. વણકરી કરીશું. પણ તમારી પાસે ફરિયાદ નહિ કરીએ.'

આ સવાલજવાબ ઉપરથી, ચમારના ધંધાનો અભ્યાસ કરવો જોઇએ ને તેમાં રહેલી એબોને દૂર કરવી જોઇએ એમ હું સમજતો હતો તેથી વિશેષ સમજતો નથી.

બીજી અંત્યજોની અવળાઇ એ છે કે વણકર ઢેડ ચમારને નથી અડતા ને ચમાર ભંગીને નથી અડતા. આમ અસ્પૃશ્યતાએ તેઓમાં પણ પ્રવેશ કર્યો છે. આનો અર્થ એ થવા જાય છે કે ચમાર, ભંગી ઇ૦ને સારૂ નોખા કુવા, નોખી નિશાળો, વગેરે બાંધવાં જોઇએ. છ કરોડ મનાતા અંત્યજોના વિભાગોને સંતોષવા બહુ મુશ્કેલ થઇ પડે છે. આનો ઉપાય જ એ છે કે તેઓમાં સહુથી ઉતરતી ગણાતી જાતિનો આપણે સ્પર્શ કરવો ને જે કંઇ કરવું તે તેઓને સારૂ અથવા તેઓની સગવડ જ્યાં સચવાતી હોય ત્યાં જ કરવું એટલે બધું પોતાની મેળે સાફ થઇ જશે.

આ દોષોને સારૂ કહેવાતા ઉચ્ચ વર્ણના હિંદુઓ જ સર્વાંશે જવાબદાર છે. તેઓએ અંત્યજોનો આત્યંતિક ત્યાગ કર્યો ને આગળ વધવાના સંજોગોને અભાવે તેઓ ખૂબ પડ્યા છે. તેમને હાથ દઇ ઊંચકવામાં આપણી ઉન્નતિ રહેલી છે. પંડે નીચે ઉતર્યા વિના હું કોઇને ઊઠાડી નથી શકતો, તેઓને ચઢાવવામાં હિંદુજાતિની પણ ચઢતી જ છે.

# ઢસામાં*

ઢસાને કોણ નથી ઓળખતું આજે? ઢસાનાં દર્શને ગાંધીજી કેમ ગયા તે વાચકને જણાવવાનું પણ ન હોય. પણ ઢસાના લોકોથી ગાંધીજીને સંતોષ ન થયો. શું દરબાર ગોપાળદાસભાઇના જવાથી તેઓ નૂર વિનાના થયા હશે? તેમણે ગાંધીજી આગળ માગણી તો કરીઃ 'અમે તો દુઃખમાં પડયા છીએ, અમને અમારા દરબાર અપાવો.' 'તમે દરબારને લેવાને કશું કર્યું નથી. હું શું કરૂં? તમે દરબારની પાછળ ચાલી નીકળ્યા? રામની પાછળ તો તેની પ્રજા ઘેલી થઇને ચાલી નીકળી હતી. તમે શું કર્યું?' આટલું વાતચીતમાં સંભળાવીને એ જ ઉદ્‌ગારો ગાંધીજીએ જાહેર સભામાં કાઢ્યાઃ

---

* 'કાઠિયાવાડમાં ત્રીજી વાર ૨' એ લેખમાંથી

"દરબાર સાહેબને સરકારે પદભ્રષ્ટ કર્યા; કારણ તેમણે કોમની સેવા કરી, પણ તે પદભ્રષ્ટ થોડા થયા છે ? તેમને તો ઢસાનું રાજ્ય ગયું અને બોરસદનું આવ્યું. આજે તેમને જગત ઓળખે છે, આજે તે બોરસદની પ્રજાના હૃદયમાં સામ્રાજ્ય ભોગવે છે. ઘણા લોકોએ હિંદુસ્તાનના સ્વરાજના મહાયજ્ઞમાં ઘણું બલિદાન આપ્યું, પણ રાજામાં તો એ એકલા જ નીકળ્યા. શું તેમણે ઢસાનું રાજ્ય ખોયું છે ? રાજ્ય તો ત્યારે જ જાય કે જ્યારે તમે એમને કાઢો અને કહો કે જાઓ તમારે માટે અમારા હૈયામાં સ્થાન નથી. પણ મને ભય છે કે તમે એમને પદભ્રષ્ટ કર્યા છે. રાજાને તમે વચન આપેલાં તે તોડયાં, અંત્યજોએ પરદેશી સૂતર ન વણવાનું વચન લીધેલું તે તોડયું, દારૂમાંસનો ત્યાગ કરવાનું વચન તોડયું. પૃથ્વી રસાતળ જાય પણ વચન તૂટે ? તેમાં રાજાને આપેલું વચન તોડે તેનું તો માથું જ ડૂલ થાય. પણ આજે નથી વચનને ખાતર વેચાનારા હરિશ્ચંદ્ર રહ્યા કે નથી માથું લેવાનો હક ધરાવનાર રાજા રહ્યા. અંત્યજોએયે વચન તોડયું અને તમેયે તોડયું, તમને દરબાર જોઇતા હોય તો આવા તમારા હાલ હોય ? કેટલી બહેનોએ ખાદી પહેરી, કેટલી બહેનો કાંતે છે ? સરકાર ભલે દરબારનું ધણીપતું છીનવી લે પણ તમે ઢસામાં બેઠા બેઠા તેમના હુકમ માનો, સરકારને વિઘોટી આપ્યા જાઓ, પણ બીજા હુકમ દરબારના માનો તો દરબાર પદભ્રષ્ટ થાય ? રામ વનવાસ નીકળ્યા ત્યારે પ્રજાએ સાથે જવાનો આગ્રહ ધર્યો, તપશ્ચર્યા કરી, ભરત જેવા ભાઇએ નન્દીગ્રામમાં તપ કર્યાં અને રામચંદ્રજીની ચાખડી સિંહાસન ઉપર રાખી તેનું જ ધ્યાન ધર્યું. તમે શું કર્યું ? બોરસદથી

હુકમ નીકળે અને તમે પાળો એવી સ્થિતિ થાય તો દરબાર પાછા મળે. તો સાંભળો

## મારી પ્રતિજ્ઞા

એકેએક પુરુષ અને સ્ત્રી ખાદી પહેરતાં થાય, રેંટિયા ચલાવતા થાય, અંત્યજો હાથનું કાંતેલું જ સૂતર વણે અને ખાદી પહેરે, મહાજન અંત્યજ ઉપર રોષ ન કરે અને તેની પાણી વગેરેની અગવડ જુએ, તેને અસ્પૃશ્ય ન માને, આટલું કરો અને પછી મને પૂછો કે દરબાર ક્યાં? દરબાર આવે કે ન આવે હું તો હિંદુસ્તાનની સ્વરાજની લડત છોડીને તમારી પાસે આવીશ ને તમારી સાથે તપશ્ચર્યા કરીશ.

"તમે બધા શું જોઇને બેઠા છો? તમે એકવાર મારી પાસે આવીને દરબાર સાહેબની પ્રીતિની વાતો કરેલી તે ક્યાં ગઇ? તમે, કાઠીઓ તમારાં ખેતર ચરાવી જાય છે એવી વાતો કરો છો. દરબારે શું તમને તમારૂં અને તમારા ખેતરોનું રક્ષણ કરવાનું નહોતું કહ્યું? બ્રિટિશ સરકાર પણ તમારા ખેતરમાં આવેલા ચોરલૂંટારૂને મારીને હાંકી કાઢવાની, ઢોરને મારીને કાઢવાની રજા આપે છે. તમે કેમ અપંગ બની ગયા? તમે કેમ બધી જ પ્રતિજ્ઞા તોડી?

"પણ તે તો થયું. આજે તમે ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાને તૈયાર છો? તમે તો દરબારને પાઘડી અને ભભકાદાર કપડાં પહેરતાં જોએલા. આજે તો તે જાડું ખાદીનું પહેરણ પહેરે છે, ટોપી તો છે જ નહિ અને એક જાડું પંચીઉં. તમે શું કરશો? તમે પાઘડી ઉતારી? પાઘડી ઉતારશો તો તમારી જવાંમર્દી ચાલી જવાની છે? તમે શું કર્યું કે જેથી તમને હું

દરબારને પાછા બોલાવવાને લાયક ગણ્યું? છતાં આજે એક વર્ષની પ્રતિજ્ઞા લો. અંત્યજ દારૂમાંસ છોડો, પરદેશી સૂતર વણવાનું છોડો, તમે પરદેશી કાપડનો ત્યાગ કરો, તમામ કાંતો અને હાથનાં કાંતેલાં કપડાં પહેરો. પરદેશી કપડાં બાળવાં ન હોય તો બાંધી રાખજો અને એવું એક વર્ષ ગાળ્યા પછી જો હું મારી પ્રતિજ્ઞા ન પાળું તો તમારે મારું માથું કાપી લેવું, અને તમારે તમારાં પૂર્વનાં કપડાં પાછાં પહેરવા માંડવાં. તમારા દરેકના ઘરમાં રેંટિયો દાખલ થવો જ જોઇએ. પૂરતાં કપડાં ન મળે તો લંગોટી, નહિ તો ખાદીનો કટકો વીંટાળજો, અંત્યજને ભેટજો, જે પાણી ઇશ્વરે તમને આપેલું છે તે તેમને પણ લેવા દેજો, નહિ તો પૃથ્વી રસાતળ જાય એમ સમજજો. જે હવેડામાંથી તમે પાણી પીવા નથી તૈયાર તે તેમને પાવાની વાત ન કરજો.

"આટલી સીધી અને તમારા જ સ્વાર્થની બાબત કરજો અને દરબાર ન આવે તો મને લખજો. અસહકારી છું છતાં સરકારને અરજી કરીશ કે આ ગામને એનો દરબાર પાછો આપો. અને તોયે ન મળે તો તમારી સાથે તપશ્ચર્યા કરીશ. ઇશ્વર તમને તમારી પ્રતિજ્ઞા પાળવાનું સામર્થ્ય આપો, મને મારી પાળવાનું સામર્થ્ય આપો. લ્યો, હવે, મેં મારું દુઃખ તમારી આગળ રડ્યું અને મારી આશા તમને સંભળાવી. જે કરવું હોય તે કરજો."

# માંગરોળમાં*

## ઐતિહાસિક પ્રસંગ

પણ હજી માંગરોળની જાહેર સભા તો થવાની હતી. જાહેર સભા રાત્રે થઈ. દોઢ બે હજાર માણસ હાજર હશે. સ્વાગતનો આરંભ એટલો લાંબો હતો કે અંત કદિ આવશે કે કેમ તેની ઘણાકને શંકા થઇ.

ગાંધીજીની યે ધીરજ ખૂટતી હતી એવામાં ગાંધીજી જે માચડા ઉપર બેઠા હતા તે તૂટયો, ઇજા કોઇને કશી થઇ નહિ અને 'નાનકડો ધરતીકંપ ઠીક થઇ ગયો' એમ કરીને ગાંધીજીએ વિનોદ કર્યો — જાણે હવે પછી થનારા ધરતીકંપની આગાહી થતી હોય ના ! દૂર છેવાડે બેઠેલી અંત્યજ બાળાઓને ગાવા ઊભી કરવામાં આવી. તેમને બિચારીઓને દૂર બેસાડવી તો પડી, પણ તેઓની પાસે ગાંધીજીનું સ્વાગત કરાવ્યા વિના ચાલે ? તેમને શરૂ કરવાનું કહેવાને એક ભાઇ જતા હતા ત્યાં ગાંધીજીએ કહ્યું:

* '*કાઠિયાવાડમાં ત્રીજીવાર ૨' એ લેખમાંથી

"માણસની ધીરજનો કાંઈક છેડો હોય છે. અને મારી પણ ખૂટી ગઈ છે. અંત્યજ બાળાઓને ત્યાંથી જ બોલાવવાનું થયું ત્યારે મારાથી હવે નથી રહેવાતું. તમે જોયું હશે કે પાંચ પાંચ મિનિટે મારી નજર દૂર ખૂણામાં દોરડાની બહાર ઊભેલા અંત્યજો તરફ જતી હતી. અંત્યજ ત્યાં બેસે એ મારાથી સહન ન થયું. જો અંત્યજ બાળાઓ ત્યાં બેસીને બોલે તો મહાસભા સમિતિ તરફથી મને માનપત્ર મળ્યું તે આડંબર ઠરે અને મને અપાય તોપણ તે આડંબરની ખાતર જ કહેવાય. હું તો કહી ચૂક્યો છું કે હું ઢેડ છું, અંત્યજ છું, ભંગી છું. એવાં વિશેષણ મને પોતાને આપીને હું મને ધન્ય માનું છું, મારા આત્માને પ્રસન્ન કરું છું. મને ધંધો પૂછવામાં આવતાં મેં ખેડુતવણકરનો કહેલો, પણ મદ્રાસ મ્યુનિસિપલ કૉરપોરેશનના જવાબમાં મેં આગળ વધીને કહેલું કે હું ભંગી છું. ત્યારે જેને હું મારા પોતાના ગણું તેને તમે દૂર રાખો અને મને સોડમાં રાખવા માગો તે કેમ બને? મારી સ્તુતિ કરતાં મારી સામે ગીતાના શ્લોકો ફેંકો અને પેલાને હું દૂર રાખતો હોઉં એ કેમ બને? પણ જો તમે મારી સ્તુતિ કરી છે તે સાચી હોય, તમે મારા ગુણોનાં વર્ણન કર્યાં તે સાચાં હોય તો આપણે જ્યાં બેઠા છીએ ત્યાં જ પેલી બાળાઓને બેસવા કહેવું જોઈએ. આથી તમને આઘાત પહોંચશે, તમે કહેશો કે અહીંની શાંતિમાં અને રંગમાં આ ભંગ ક્યાંથી કરવા આવ્યો? એટલે જેમ તેમને દૂર બેઠેલાં જોઈને મને આઘાત થયો તેમ તમને એ લોકો અહીં આવે એથી થતો હોય તો તે પણ મને જણાવી દેશો. આપણે આજ સુધી ઠરાવો કર્યે જઈએ છીએ. તમારી સ્વાગતની કમાનો ઉપર અસ્પૃશ્યતા કાઢવાનાં સૂત્રો વાંચ્યાં. કાં તો એ

કેવળ આડંબર છે, કાં તો આ વસ્તુ તમારી અશક્તિ સૂચવે છે. એ અશક્તિ કાઢવાનું આજને પ્રસંગે મારૂં કામ છે. એટલે હું કહું છું કે કાં તો તમે મને જે માનપત્ર આપ્યું છે તે લઇ લો, કાં તો મને ઢેડાઓની વચ્ચે જઇને બેસવા દો. તમે સાચા દિલથી ઇચ્છતા હો કે અંત્યજ ભાઇબહેનો આપણી વચ્ચે બેસે તો તેમ કહો. મારો અહિંસાનો ધર્મ છે, તમારો પણ એ જ છે. બધા ધર્મોમાં અહિંસાનો સિદ્ધાન્ત છે, માત્ર પાલનના પ્રકારમાં પરિમાણનો ભેદ છે. એટલે તમને દુઃખ તો પહોંચાડવા માગતો જ નથી. તમે મારી શરમથી ઢેડેને આવવા દેશો તો મારી અહિંસાનો લોપ થશે. મારી શરમથી નહિ, પણ એક હજાર વાર તમને ગરજ હોય કે મેં તમને ધર્મ સાચવવાની વાત કરી છે તે સાચી છે અને તે સ્વીકારવી જોઇએ તો અંત્યજોને આવવા દેશો. તમે તેમને આવવા દેવા વિરુદ્ધ હાથ ઊંચા કરશો તોપણ મને દુઃખ લાગવાનું નથી, ' અરે જીવ ! હિંદુધર્મને લોકો ક્યારે અને કેમ સમજતા થશે ? ' એટલું કહીને હું નિસાસો નાંખીશ. એટલે જેને જેમ લાગતું હોય તે પ્રમાણે નીડરપણે, કોઇની શરમ રાખ્યા વિના હાથ ઊંચા કરવા. "

હાથ ઊંચા થયા. હજાર ઉપરાંત ઘણા હાથ ઢેડોને પાસે બોલાવવાના પક્ષમાં થયા. ૨૫–૩૦ જણા વિરુદ્ધ હતા. વિરુદ્ધમાં એકે સ્ત્રી નહોતી એ જાણવા જેવું છે. એટલે ગાંધીજી પાછું બોલ્યાઃ

"મારે માટે ધર્મસંકટ આવી પડયું છે. જ્યારે અંત્યજોને અલગ કરવાનું કહેનાર વર્ગ નાનકડો વર્ગ છે, ત્યારે મારી વિનયપૂર્વક તેને ભલામણ છે કે તે ખસી જાય. જો તેઓ મારા

વિનયને ન સમજે અને તેમને દુઃખ લાગે તો બહેતર છે કે હું જ અંત્યજોમાં જઇને બેસું."

આટલા ઉદ્ગાર નીકળ્યા ત્યાં તો જે બ્રાહ્મણે આરંભમાં ગાંધીજીની સ્તુતિ લલકારી હતી તે બોલ્યાઃ 'હું બ્રાહ્મણ છું અને મારા વિચારના બધાના તરફથી કહું છું કે અમને સૌને દુઃખ લાગે એવી આ વાત છે. હું તો આપને કહું છું કે આપ જ અંત્યજોમાં જઇને બેસો કે અમે આપને અહીંથી બેઠાબેઠા સાંભળીએ.'

એટલે ગાંધીજીને વળી ધર્મસંકટ આવ્યું: 'આપણે સભાના ન્યાય પ્રમાણે અહીં નથી વર્તી શકતા. આ નાજુક પ્રસંગે તમે મને જ ત્યાં જઇને બેસવા દો એ સારૂં છે.'

એટલે દાક્તર રવિશંકર દુઃખથી બોલ્યા: 'અમે આપને મત આપ્યા અને તે છતાં આપને જવા દઇએ એ થૂંકીને ચાટ્યા બરાબર થાય.'

વળી ગાંધીજીને ધર્મસંકટ આવ્યું: 'તમને આઘાત ન પહોંચવો જોઇએ. તમે કાંઇ પહેલેથી નોટિસ નહોતી કાઢી કે અંત્યજોને શામેલ રાખવામાં આવશે. તમે તો બધાને અલગ બેસવા દીધેલા અને હું નહિ બોલ્યો હોત તો ત્યાં જ બેસી રહેવા દેત. એટલે મને ભાસે છે કે આ વેળા સભાના હકનો અમલ કરવો એ તેમને આઘાત પહોંચાડવા જેવું છે. મને તો જરાય દુઃખ નથી થતું, પણ તમારી મર્યાદા સચવાય છે. તમારૂં કાર્ય સહેલું થઇ જાય છે. એમ કહીને ગાંધીજી ઊઠ્યા અને પોતાનું સ્થાન અંત્યજોમાં લેવા જતા હતા ત્યાં બીજા એક સજ્જન ઊઠ્યા અને તેમણે ગંભીરતાપૂર્વક બ્રાહ્મણ વિરોધીને કહ્યું: 'જુઓ ગાંધીજી જશે એટલે તેમની પાછળ

અમે જઇશું. એટલે તમે તો અલગના અલગ જ રહેવાના છો. ત્યારે તમે હઠી જાઓ તો શું ખોટું ?'

પેલા બ્રાહ્મણ સમજ્યા અને એ ત્રણ ભાઇઓ સાથે અલગ થયા. બાકીના જેમણે અંત્યજોની વિરુદ્ધ હાથ ઊઠાવેલો તેમણે તો 'ઘેર જઇને નહાઇ લઇશું' એટલો વિરોધ કર્યો અને બેસી રહ્યા! અંત્યજ બાળાઓ આવી અને સાડાદશ અગીઆરને સુમારે

એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે,
એ તો લાગે પોચા પોચા વાણિયા રે,
પણ કરે એ ભડવીરનાં કામ, એવા૦

એ રાસડો પેલી બાળાઓએ લલકાર્યો !

અને અંતે થયું ગાંધીજીનું ભાષણ. સંવાદની પ્રશંસા કરી, માનપત્રનો આભાર માન્યો, રાષ્ટ્રીય શાળાનાં તત્ત્વો ગણાવ્યાં અને અંત્યજોના પ્રશ્ન ઉપર આવ્યા:

" અંત્યજોના પ્રશ્ને અહીં અનાયાસે મોટું સ્વરૂપ પકડયું. ભંગાણ થયું તેને હું શુભ મુહૂર્ત માનું છું. જે ભાઇઓ વિવેકપૂર્વક ગયા તેને ધન્યવાદ આપું છું. ઘેર જઇ નહાઇ લઇશું એમ કહીને બેસી રહેનારને પણ હું ધન્યવાદ આપું છું. તમે મને ત્યાં જવા દીધો હોત તો બહુ સારૂં થાત પણ આયે માઠું નથી થયું. એ સભાનો હક છે અને હું તમારા ઉપર દબાણ કરત તોપણ અહિંસાનો લોપ થાત. મારી સાથે સંમત હોય તેના ઉપર પણ મારાથી એટલો બધો અંકુશ ન નંખાય. એટલે હું મારો પક્ષ કરનારાઓનો આગ્રહ સમજી ગયો અને જે થઇ એ વ્યવસ્થા ઠીક થઇ એમ સમજીને બેસી રહ્યો.

"હવે મારો વિરોધ કરનારાઓને બે શબ્દ કહેવા ઇચ્છું છું. આટલાં વર્ષ થયાં આ વાત ચર્ચાઇ રહી છે, છતાં તમે ચેતતા નથી તે કેટલી દુર્દશા છે? જો કોઇ ઢેડો આ સભામાં આવીને બેઠા હોત તો તમને કશો વાંધો ન થાત. પણ આ પ્રશ્ન ઊઠયો એટલે વાંધો આવ્યો! (એક જણે અહીં વિરોધ કર્યો. સ્વયંસેવકોએ અંત્યજોને અંદર બેસાડયા હતા એમ કહ્યું) કોઇ સ્વયંસેવકે અંત્યજને અંત્યજ સમજીને બેસાડયા હોત તો તે બરોબર હતું, પણ અંત્યજ નથી એમ સમજાવીને બેસાડયા હોય તો દગો દીધો છે. તેમાં મને છેતર્યો અને અસ્પૃશ્યતાને જે પુણ્ય માને છે તેમને છેતર્યા છે. આપણે કોઇની પાસે બળાત્કારે ધર્મનું પાલન નથી કરાવી શકતા. ધર્મમાં બળાત્કાર ન હોય, હોય તો તે અધર્મ થાય. કોઇ સ્વયંસેવકે એવું કર્યું હોય તો તેણે પશ્ચાત્તાપ કરવો, માફી માગવી.

"હું જે કહું છું તે તો મારી વચ્ચે પડનાર માણસ સમજેલ નથી. તમે ટ્રેનમાં, જાહેર ઑફિસોમાં, મિલોમાં, બીજી સંસ્થાઓમાં જ્યાં અંત્યજો આપણી સાથે ભેળા થાય છે ત્યાં તેમનો ત્યાગ નથી કરતા. મિલોમાં તો અંત્યજો પાસે કામ લઇએ છીએ, એટલે ત્યાગ શેનો કરીએ? આ બધું છતાં અસ્પૃશ્યતા એ પાપ છે, એ પાપનું નિકંદન કરવું જ જોઇએ એમ જે માને છે તેમને બેવકૂફ સમજવા, આંખે પાટા બાંધવા એ મનુષ્યત્વ નથી, વ્યવહાર નથી, બુદ્ધિ નથી. હું તમને કહું છું કે તમે કાંઇક વ્યવહારકુશળ થાઓ. વૈષ્ણવો પ્રેમનો દાવો કરે છે. અહીં વૈષ્ણવોએ અંત્યજો માટે કયો પ્રેમ દર્શાવેલો છે? કેટલાક અંત્યજોને હું બગસરા પહોંચતાં રસ્તામાં મળેલો.

તેમણે મને કહ્યું, 'અમને પાણી નથી ભરવા દેતા, અમારે હવેડામાંથી પાણી ભરવું પડે છે!' આ દયા છે? પશુઓ જેમાંથી પાણી પીએ અને જેમાંથી આપણે કદિ નથી પીતા તેમાંથી પાણી પીવાને એ લોકોને ફરજ પાડવી એ દયા છે? એ તો નરી નિર્દયતા છે, અધર્મ છે, પાપ છે, રાક્ષસવૃત્તિ છે. એ વૃત્તિ નથી વૈષ્ણવ ધર્મમાં કે નથી ભાગવતમાં. જો એવું કાંઇ એ ગ્રંથોમાં છે એમ સાબિત થાય તો મારે એ વૈષ્ણવ ધર્મ ન જોઇએ, એ હિંદુધર્મ ન જોઇએ. હડાળામાં એ જ સાંભળ્યું. જે અંત્યજને આપણા જેવી પાંચ ઇંદ્રિયો છે, જે આપણી જેમ પાપ કરે છે, પુણ્ય પણ કરે છે તેને ઇશ્વરે બનાવેલું પાણી આપવાની મનાઇ! એ માંસાહાર કરે છે! એ તો બિચારો જાહેર રીતે કરે છે. છાના માંસાહાર કરે છે તેમને આપણે શું કરીએ છીએ? કન્યાવિક્રય કરીને ગોહત્યાનું પાપ કરીએ છીએ અને અસ્પૃશ્યતાધર્મ પાળીએ છીએ! એ 'ધર્મ' પાળનારના હાડમાં દયા નથી, રગેરગે પાખંડ છે, નિર્દયતા છે. રજસ્વલાને તે રજસ્વલા હોય ત્યાં સુધી ન અડવી, ચાંડાળ પોતાનું કામ કરતો હોય તે સમયે તેને ન અડવો, એટલો જ શૌચનો નિયમ મનુસ્મૃતિ આપે છે. બહુ બહુ તો સૂતકી, ચાંડાળ, રજસ્વલાને અડીને નહાવું એટલી શાસ્ત્રાજ્ઞા છે ત્યાં આટલા જુલમ શા? અલગ ઢેડવાડા શા? ઢેડભંગીના બધેથી બહિષ્કાર શા? છતાં એવું કરતાં કરતાં આપણે નરસિંહ મહેતાના વંશજ હોવાનો દાવો કરીએ છીએ, નવકાર મંત્ર જપવાનો ડોળ કરીએ છીએ. હૃદય તમારાં કોમળ નથી થયાં ત્યાં સુધી તમારા કશા દાવા કામ આવે એમ નથી. મને આખું હિંદુસ્તાન કહે કે હું ખોટો હિંદુ છું, તોપણ હું કહીશ કે હું

જ સાચો હિંદુ છું, અસ્પૃશ્યતાને ધર્મ માનનારા બીજા ખોટા છે. મરતાં મરતાં પણ એ વસ્તુને પાપ કહેતો મરીશ. મોક્ષ મારે માટે ન હોય—કારણ મને આ વસ્તુને માટે રાગ રહેલો છે. જો કે હું કોણ એને મટાડનાર? હું તો ઇચ્છું છું કે હિંદુધર્મમાંથી ક્રૂરતા જાય, અસ્પૃશ્યતા જાય, વ્યભિચાર જાય, પાપ જાય. એ ઇચ્છા રહેલી છે, એ ઇચ્છા પ્રગટ કર્યા કરું છું. જ્યારે વિચારમાત્રથી હું એ કરી શકીશ ત્યારે હિમાલયમાં ચાલ્યો જઇશ. પણ આજે તો મારું જીવન પ્રવૃત્તિમય છે. અને એટલી પ્રવૃત્તિ છતાં મને અશાંતિ નથી, હું શાંતિથી સૂનારો છું. તમે વૈષ્ણવો, શૈવો, ગમે તે હિંદુ હો તે સમજી લેજો. તમારો ધર્મ ત્રાજવામાં તોળાઇ રહ્યો છે. તમને ખબર નથી કે જગતને ખૂણે ખૂણે પારસી, ખ્રિસ્તી, મુસલમાન જાણવા ઇચ્છે છે કે કયો ધર્મ સાચો છે, કયામાં વધારે દયા છે, પ્રેમ છે, કયામાં એક ઇશ્વરની પૂજા છે. એવા કાળમાં તમે સમજો કે હિંદુધર્મને મેલા દાબડામાં રાખીને તમે તેની રક્ષા કરશો તો તે ફોકટ છે. તમારાં ટીલાંટપકાં, તમારાં દહેરાં વગેરે બધું નકામું છે, જ્યાં સુધી તમારાં હૃદય પ્રેમથી—માનવમાત્ર માટેના, પ્રાણીમાત્ર માટેના પ્રેમથી ભીંજાયલાં નથી. એટલે જ બહેનોએ અંત્યજોને બોલાવવા વિરુદ્ધ હાથ ન ઊંચા કર્યા. એ બતાવે છે કે આપણામાં સતીત્વ હજી રહેલું છે. સીધે માર્ગે ચાલનારી આપણી બહેનો જ છે એમ હિન્દુસ્તાનમાં બધે જોયું છે. પણ તમે કેમ નથી સમજતા? ૭ કરોડ અંત્યજ હોય જ નહિ એ તમારા ધ્યાનમાં કેમ નથી આવતું? માલવીજી અને કરવીરપીઠના શંકરાચાર્ય પણ કહે છે કે ૭ કરોડ અંત્યજ હોવા જ અશક્ય છે. (અહીં પાછા પેલા વિઘ્નકર્તાએ કાંઇક સવાલ પૂછી

ગાંધીજીને રોક્યા, એટલે ગાંધીજી તેને ઉદ્દેશીને બોલ્યાઃ) એ ભાઇ માને છે કે હું અજ્ઞાનની વાતો કરૂં છું, હું માનું છું કે એ અજ્ઞાનની વાતો કરે છે. એનો ઇન્સાફ કોણ કરે? અમારા મુઆ પછી જ એનો ઇન્સાફ થાય હું કબૂલ કરૂં છું કે હું અપૂર્ણ માણસ છું. હું સત્યની જેવી વ્યાખ્યા આપું છું તેવું સત્ય પાળનારો નથી. નહિ તો મારે દલીલ કરવી પડે? જો મારામાં પૂર્ણ અંશે અહિંસા વ્યાપેલી હોય તો એ ભાઇનામાં વૈર સંભવે? ક્રોધ હોય? (એટલે પેલા ભાઇએ જવાબ આપ્યોઃ 'મારામાં ક્રોધ' નથી, હું શાંતિથી બોલું છું.') ભાઇ હું તો કહેવા ઇચ્છતો હતો કે મારી અહિંસા અધૂરી છે, કારણ તમને ક્રોધ ચઢયો છે. પણ જો તમે કહો છો તે સાચું હોય કે તમને ક્રોધ નથી ચઢયો તો તો સિદ્ધ થાય છે કે મારામાં હજી થોડી અહિંસા તો ભરી જ છે અને હું માનું છું કે થોડી અહિંસા મારામાં છે જ. હું જે કહી રહ્યો છું તે પ્રેમનાં બિંદુ છે. સો ટચનું સોનું છે. (વળી પેલાએ વિક્ષેપ કર્યો. એટલે ગાંધીજીએ કહ્યું, કોઇ પણ મર્યાદા છોડીને અહીં ન બોલે અને મને મત આપનારની બેવડી ફરજ છે કે એ ભાઇને પણ સહન કરી લે.) આટલી વાત મેં કરી તે મને મત આપનારને શાંત કરવા અને વિરોધીને કાંઇક સમજાવવા ખાતર. પણ એ કાંઇ એક રાતમાં થાય? હું તો એટલું જ કહું કે આપણાં હૃદય સ્વચ્છ દરિયા જેવાં ન કરીએ ત્યાં સુધી સ્વરાજ ન મળે."

# અંત્યજો સાથે*

માંગરોળમાં આગલી રાતે સનાતનીઓ સાથે ઝગડો થયો હતો, સવારે અંત્યજોની સાથે થયો. કારણ અંત્યજો પણ બધે સાચાબોલા અને કહ્યાગરા છે એમ માનવાનું કારણ નથી. ભંગીઓ પાસે ગયા ત્યાં તેમનાં ઘરો જોઈને તો ગાંધીજીને પૂછવાનું મન થયું: 'આ તો વૈષ્ણવો મને છોડી દે તો મને મુકામ આપવા માટે બંધાવ્યું છે કે શું!' પણ આમ સુખી જણાતા છતાં સૌ અતિશય ગંદા લાગ્યા અને મુએલા ઢોરનું માંસ ખાનારા અને દારૂના વ્યસની જણાયા. તેમને ગાંધીજીએ કહ્યું કે 'આટલાં ગંદાં બાળકોને હું ચોખ્ખાં બાળક સાથે મૂકતાં ખંચાઉં. તમે મુડદાલ માંસ ખાવું ન છોડો ત્યાં સુધી હું બીજા હિંદુઓને તમારી સાથે ભળવાનું શી રીતે સમજાવી શકું?' ગાંધીજીના કહેવાથી તેમણે દારૂ અને મુડદાલ માંસના ત્યાગની પ્રતિજ્ઞા લીધી. કહેવાય છે કે આવી પ્રતિજ્ઞા તેમણે ઘણીવાર તોડી છે. આ વારની પ્રતિજ્ઞા તેમણે વધારે ગંભીરતાપૂર્વક કરી હશે

---

* 'ભરૂચ જીલ્લામાં ગાંધીજી' એ લેખમાંથી

એમ આશા રાખીએ. પણ એમ ઝટઝટ પ્રતિજ્ઞા ન આપનારા અંત્યજોનો ભેટો હજી થવાનો હતો.

એટલે ભંગીઓને ન અડનારા વણકર ઢેડોને વાડે ગયા. માણસો ઠીક સંખ્યામાં ભેગા થયા હતા. તેમનો મુખીઓ એક કદાવર બંધી આંખનો વૃદ્ધ ગરોડો બન્યો. ગાંધીજીએ તેમને પૂછવા માંડયું. 'હું ભંગીઓ પાસે જઇ આવ્યો તમે તેમને કાં ન અડો?' વૃદ્ધ બોલ્યો, ''ની' અડીએ. અમારો પવિતર દેહ એમને અડીને બગાડીએ?'

'એ અપવિત્ર અને તમે પવિત્ર?'

'અમે તો ભરામણના દીકરા, એ લોકનાં કર્મ નપાતર છે. એનાં કર્મે એમને એવા બનાવ્યા.'

'પણ હું ભંગીને અડું, હું ભંગી જેવો છું, છતાં મને તો તમે અડો છો?'

'તમે તો મહાત્મા, તમને કશું ન નડે. અમે અમારો દેહ નહિ બગાડીએ.'

'ત્યારે તમને વાણિયાબ્રાહ્મણ નથી અડતા તે બરોબર કરે છે કેમ?'

'હા કોણ તેને કહેવા ગયું'તું કે અમને અડો, ન અડે તો તે તેને ઘરે રહ્યા. અમને શું?'

'અહો! વારૂ તમે ધંધો શું કરો?'

'ધંધો?— ધંધો વળી ટપકા જોવાનો કરીએ. તમારાગે જોઇ આપું,' નિર્લજ્જ હાસ્યથી પેલો બોલ્યો.

'વાહ! ત્યારે જોઇ આપોને! તમારૂં ટીપણું તો મંગાવો.'

વૃદ્ધ તો આંધળામાં કાણો રાજીઓ બનેલો હતો. સૌ તેને ઓળખતું. અણસારો કરતાંની સાથે એક બાળક તેનું

ટીપણું લઇ આવ્યો. પછી ગાંધીજીએ પોતાના ટપકા જોવાનું કહ્યું. એટલે જરા ગલવાઇ જઇને પેલો બોલ્યો: 'આપના ટપકા શા જોવા? આપ આખા દેશના જોઇ રહ્યા છો ને!'

'ના, ના, તોપણ જુઓ તો ખરા.'

'નહિ, મહારાજ. તમારા નહિ. હું તો પેલા પણે ઊભેલાના જોઉં.'

ગાંધીજી કહે, 'વારૂ ટીપણું તો લાવો. લાવો જોઇએ, વાંચો મારી આગળ.'

પેલો લાવ્યો. ઝંખવાણો પડ્યા વિના તે ગણુગણુવા લાગ્યો, 'આ મેષના ૭ ને મિથુનના ૪ અને કન્યાના અમુક.'

ગાં૦: 'આ તો તમે મોઢે બોલો છો. આમાં લખેલી લીટી વાંચો.'

'મહારાજ એ મારાથી વંચાય તો નહિ. એ તો અમારૂં પેટભરીઉં કહેવાય.'

'ઠી...ક. સમજ્યો. હવે ચૂપ રહો.' કહી ગાંધીજી તેની સામે ઉકળ્યા અને અંત્યજોને ઉદ્દેશીને બોલ્યા: "દાહોદમાં મને આવા પાખંડીનો એક દાખલો મળ્યો હતો. આ બીજો જોઉં છું. આવા ઢોંગી માણસનું તમે માનશો નહિ એમ કહું છું. એને હું કહું છું કે એણે પેટ ભરવાના પાખંડ છોડી દેવા. અને તમને ઠગીને પેટ ભરવાને બદલે મજૂરી કરીને પેટ ભરવું. એણે જે વાતો કરી તે મને ખંજર ભોકવાની વાત કરી છે. તે તમને નકામો પ્રપંચ અને જૂઠાણું શીખવે છે. એને કાળો અક્ષર વાંચતાં આવડતો નથી અને કેવળ તમને ધૂતે છે. એનો ત્યાગ કરજો અને

ભૂખે મરવા દેજો, જો એને પ્રામાણિકપણે મજૂરી ન કરવી હોય તો. તમે ભંગીને ન અડો તો તમારો નાશ છે, હું કહું છું કે તમે એને પડતો મૂકજો, પાખંડીની સેવા ન થાય. આવી નાગડદાઈ મારી આગળ ન ચાલે. જો તમે ભંગીને ન અડશો તો હું બધાને કહીશ કે કોઈ તમારે બારે ન ચઢે, કેવળ ભંગીવાડે જ જાય.'

આની અસર તો થઈ જ, કારણ બીજા એક ભગત જેમણે હવે મુખીઆપણું સ્વીકાર્યું હતું તેણે ગાંધીજી સાથે બહુ વિચારથી વાત કરી અને કહ્યું: 'ભંગીને ન અડવું એ બરાબર નથી. એને અડવામાં ન અભડાઈ જવાય,' અને સૌએ અડવાનું વચન આપ્યું. મુડદાલ માંસ છોડવાની વાત કઠણ હતી. 'અમારો તો એવો અવતાર રહ્યો. એટલે ખાધા વિના કેમ ચાલે? અમારો એ ધંધો રહ્યો. ચામડાં ચીરીએ, ચામડામાં જ અમારો દહાડો જાય એટલે અમે શું કરીએ? તમને વચન આપીને શું કરીએ? વચન આપીને કાલે જ પાછા તોડીએ તે બરોબર નહિ.' એ લોકોએ મુડદાલ ન ખાવાની પ્રતિજ્ઞા ન જ લીધી, માત્ર વિચાર કરીને કાંઈક કરવાનું વચન આપ્યું.

# જંબુસરમાં*

જંબુસર મ્યુનિસિપાલીટીના માનપત્રમાં વિશેષણોની મણા નહોતી, માત્ર 'અસ્પૃશ્યતાનિવારણ'ના નિર્દેશથી તેને અસ્પૃષ્ટ રાખ્યું હતું. એટલે ગાંધીજીને તેનો આકરો જવાબ વાળવો પડ્યો:

"અંત્યજ ભાઇઓને ભુલવાની તમે ભૂલ કરી છે તેથી મને દુઃખ થાય છે. જ્યાં આ નાનકડું છતાં અગત્યનું અંગ છોડવામાં આવ્યું હોય તે સુધરાઇ ન કહેવાય. આપણે આપણા ભાઇઓ સાથે ગમે તેટલે દરજ્જે મળતા થઇએ છતાં જ્યાં સિદ્ધાન્તની વાત આવે ત્યાં તસુ પણ આગળ ન જવાય. તમે એ વાતને કોરે મૂકી. મને માનપત્ર આપવાનો તમારા મનમાં આભાસ રાખવાની ખાતર તમે એ સત્યને વિસરી ગયા. જેને તમે માનપત્ર આપવા ઇચ્છો છો તેના જીવનના તમે એમ ટુકડા નથી કરી શકતા, કે જેમાંથી એક લઇને બીજો મૂકી દેવાય. મેં એક પ્રસંગે નહિ પણ અનેક પ્રસંગે કહ્યું છે કે અસ્પૃશ્યતાનિવારણને હું મારો પહેલો ધર્મ સમજું છું. રાત-દિવસ હું અસ્પૃશ્યતાનિવારણની વાતો ન કર્યા કરું ત્યાં સુધી હું મને સાચો હિંદુ નહિ માનું. અસ્પૃશ્યતાને હિંદુધર્મ સંઘરે તો ૨૨ કરોડ હિંદુઓનો નાશ છે. એટલે હિંદુસ્તાનનો નાશ છે. તેથી આ માનપત્ર આપનારા જો અસ્પૃશ્યતા-નિવારણના વિરોધી કે એ વિષે ઉદાસીન હતા તો તેઓ આ

---

* 'ભરૂચ જીલ્લામાં ગાંધીજી' એ લેખમાંથી

માનપત્ર આપી જ નહોતા શકતા. માનપત્રમાં હૃદયના ભાવ આવવા જોઇએ. હું કોઇ અમલદાર કે સરદાર હોત તો મારી ખુશામત કદાચ શોભત પણ હું નથી અમલદાર કે સરદાર—હું તો ભંગી છું, ચમાર છું, ખેડુત છું, નોકર છું. એવા સેવકને પણ માનપત્ર અપાય, પણ તે ત્યારે જ કે જ્યારે મારી સેવાનું મોટામાં મોટું અંગ તમે સ્વીકારતા હો. હિંદુમુસ્લિમ ઐક્ય વિના સ્વરાજ ન મળે એ વાત સાચી છે. પણ તેઓ આજે એકબીજા સાથે લઢે તોયે શું ? તેથી શું કાંઇ હિંદુધર્મનો લોપ થવાનો છે ? લઢીવઢીને એક દિવસ એક થઇશું. ખાદી-રેંટિયાનો નાશ થાય તોયે કાંઇ હિંદુધર્મનો નાશ થવાનો છે? હા, આપણા હાથનાં કર્યા હૈયે વાગશે અને આપણે ભૂખે ટળવળતા રહીશું. પણ અસ્પૃશ્યતાના નાશ વિના તો આપણો વિનાશ છે, હિંદુધર્મનો વિનાશ છે, આપણે જગત આગળ નીચું જોવું પડશે, જગત આપણને પૂછશે અને આપણા ધર્મના શિક્ષણ તરફ હસશે.

"આ માનપત્ર એ માનપત્ર નથી, પણ મને તો દીવા-દાંડીરૂપ છે. તમે અસ્પૃશ્યતાનો ત્યાગ કર્યા વિના મારા જેવા ભંગીનો કઇ રીતે સ્વીકાર કરવાના ? એના કરતાં તો તમે મને કહી શકતા હતા કે અમે તમારી અસ્પૃશ્યતાની વાત નથી કબૂલ કરતા, છતાં તમારે આવવું હોય તો આવજો. તમે ખાદી વિષે તમારી ન્યૂનતા કબૂલ કરી છે, પણ અસ્પૃશ્યતા તમે નથી છોડી ત્યાં સુધી ખાદીની પ્રવૃત્તિ મંદ ન ચાલે તો બીજું શું થાય ? અને દારૂનિષેધ પણ તમે પાંચમા છઠ્ઠા મજલા ઉપર બેસીને શી રીતે કરાવી શકવાના હતા ? ભોંયતળીએ ગયા વિના ભોંયતળીઆની આગની ખબર ન પડે."